# ખૂની કોણ?

એક રહસ્યમય છૂપા પોલીસની વાર્તા.



કોકીલાની પિસ્તાલમાંથી ગોળી છૂટે તે પહેલાં તો ઢીટકલ..–
ઇન્દ્રની પિસ્તાલના ઘોડા દબાઈ ચૂકયા. સનનનન કરતી ગોળી
ખૂનીના ઉંચા થયેલા ખંજરવાળા હાથને એમનેએમ લટકતો રાખી
છાતી વીંધી આરપાર નીકળી ગઈ

જુઓ પાનું [illegible]

પૃષ્ઠ ૧૦૦ **જળ સમાધી.** પાંચ સુંદર ચીત્રો.



**તું કુળ દીપક છે નહિ, પણ કુળમાં અંગાર છે;**
**પથ્થર પડયા ના પેટ કયમ, ધિક્કાર વાર હજાર છે.**

મુંબાઇની ચોપાટીનો ભયંકર ભેદ જાણવા માટે અવશ્ય મગાવો.

ઠે. **શ્રી નવજીવન પુસ્તકાલય,** ટાવરરોડ, **સુરત.**

રૂા નવ આનાની ટીકીટ બીડો

શ્રી ગણેશાય નમઃ ! ॐ શ્રી સરસ્વત્યૈ નમઃ !

(ડિટેકટીવ નવલકથા.)

# "ખૂની કોણ ?"

લેખકઃ—

ગમનલાલ હીરાલાલ બદામી. "પુષ્પ."

પ્રકાશકઃ—

ઠા૦ હરીલાલ જીવણલાલ

અને

ઠા૦ પ્રાણલાલ જીવણદાસ

તારઓફીસ સામે-સુરત.



પ્રથમાવૃત્તિ. —— પ્રત ૨૦૦૦.

ઇ૦ સ૦ ૧૯૨૪. સંવત્ ૧૯૮૦.

મુલ્ય રૂ. ૦—૮—૦

સુરત લીમડાચોકમાં આવેલા બાઇ ધનકોરના "દેશી મિત્ર" પ્રેસ
મા નાથુભાઇ દેવચંદે છાપી, અને દા. હરીલાલ જીવણલાલ અને
દા. પ્રાણુલાલ જીવણદાસે તારઓફીસ સામે—સુરતથી પ્રસીદ્ધ કરી.

# "પ્રસ્તાવના."



સુજ્ઞ વાંચક સ્નેહીને અત્રે જણાવી દેવું જરૂરનું છે કે લેખક તેમજ પ્રકાશક ઉભય બંધુનું આ દિશા પ્રતિ પ્રથમજ પગલું હોવાથી એમાં પુષ્કળ ખામીઓ રહી જવા પામી હશે. પરન્તુ હવે પછી તે સર્વ દૂર કરવામાં આવશે. બાલિકા–વયમાં સહજે દોષોનો ડગલે ને પગલે ભંડાર હોય! કન્યા થતાં થોડાં ઘણાં, અને પછી કાન્તા થતાં–ગૃહરાજ્યની રાણી થતાં–બહૂજ થોડાં. જેમ જેમ માણસ માત્ર ઘડાતાં જાય છે, તેમ તેમ તે અનુભવી ને ઓછા ભૂલકણા થતાં જાય છે, અને લાંબી ઉમ્મરે પહોંચતા તેઓ પોતાની મેળેજ સુધરી જાય છે. તદ્દ અનુસાર આ "ખૂની કોણ?" નામક નવલકથા પણ હજુ બાલિશ-તામાં કહું તોપણ ચાલે. જેમ એક નવ–પરણિત નવ–વધુની શરમાળ-તાના ઘુંઘટને દૂર કરવા એ સગાં વ્હાલાંઓની સ્ત્રીઓના સંસર્ગ ઉપર છે, તેમ આ નવલકથા રૂપી નવલ–ગૃહીણીના પણ ખામી રૂપી લજ્જાપટને ખેંચી લેવાનું કામ સુજ્ઞ સજ્જનોના રૂિ-તેજન ઉપર છોડાય છે. પ્રસ્તુત નવલકથામાં "ખુની કોણ?" છે, એ ભેદની છેવટ સુધી ડિટેકટીવ દેવેન્દ્રને શુદ્ધાં ખબર પડતી નથી. જેને લઇનેજ નવલકથાનું નામ આવું પસંદ કરવામાં આવ્યું છે. નામની પસંદગીને માટે ધન્યવાદ પ્રકાશક મહાશયને ઘટે છે. પ્રસ્તુત નવલકથામાં "મૃત્યુ–ઘંટ" નામક પ્રસંગની જે સહાય લેવામાં આવી છે, તે એક અંગ્રેજી ચોપાનીઆ પરથી છે. તે સિવાયના તમામ પ્રકરણો કાલ્પનિક

હોઇ સ્વતંત્ર તેમજ શકય છે. જો પ્રસ્તુત નવલકથા વાચકવર્ગના આદરને પાત્ર થશે, તો લેખક તેમજ પ્રકાશક ઉભયની ભવિષ્યની ઉમેદને ઉ-તેજન મળશે. વળી નવલકથામાં બનતા કેટલાક નજીવા બનાવોનો ઉકેલ વાંચકની કલ્પનાશક્તિ પર છોડેલો છે, તે ઉકેલવા તસ્દી લેજો. શું લેખક આપની પાસેથી એટલીએ નિપૂણતાની આશા ન રાખે ? અંતે આ પ્રથમ પુષ્પ પરમકૃપાળુ પરામાત્મનના પાદાર્વિંદમાં ધરી દઇ વિરમીશ. અને યાચીશ કે સદૈવ સૌને સદ્બુદ્ધિ બક્ષો ! ઇત્યલમ્ !

| આષાડી પૂર્ણિમા.<br>સંવત્ ૧૯૮૦ | ભવદીય.<br>"પુષ્પ" ના<br>વન્દે માતરમ્ | વાડીફળીઆ<br>પગથીઆશેરી<br>સુર્યપુર. |
|---|---|---|

---

શ્રી.

# ખૂની કોણ ?



## -: અનુક્રમણિકા. :-





"પુષ્પમાલા"

# સમર્પણ

સાહિત્ય-પ્રેમી જે મથે ગુર્જરગિરા ઝળકાવવા,
બંધાય માતા ગુર્જરી—ઉદ્ધારનું પણ પાળવા,
જનનીની જે જીવનભર સપુતો ઉતારે આરતી,
તે વીર—શ્રીવામાં સમર્પણ પુષ્પમાલા આ થતી.

*   *   *   *

જેના જીવનનું ધ્યેય એ! જેના હૃદયની (એ!) ભાવના,
પયપાન પીધાં ગુર્જરીનાં! ધાવણો નહિ ધાવના.
જે જે જનેતા! બાલ એવાં માટ માન ધરાવતી,
દેવાંશી તે વીરાંગનાને કંઠ માલ વિરાજતી.

*   *   *   *

પાલક, વિનાશક 'ૐ' નાં સૃષ્ટા રુપે વ્યાપી રહ્યા,
કરણી પ્રમાણે બુદ્ધિ બાલક માત્રને આપી રહ્યા.
સૌ સૃષ્ટિ—જીવોને જવાનું છેજ જેના શર્ણમાં,
વિકસાવનારા! "પુષ્પમાલા" "પુષ્પ" અર્પે ચર્ણમાં.

*   *   *   *

# " ખૂની કોણ ? "



## પ્રકરણ ૧ લું.

### " એ ઘડીની બાદશાહી. "

એ ઘડીની બાદશાહીમાં નરો ફુલાય છે,
સત્તા મળે કે દોર પોતાનો ઝમાવા જાય છે.
કંગાલની ગરદન ઉપર મઠી છરી હરખાય છે,
પણ આંધળા સમજે નહિ એમાં નિસાસા ખાય છે.

"શું જુઓ છો ? આ બટકબોલી છોકરીને ધકકો મારી દૂર કરો...ઘરમાંનો તમામ સામાન બ્હાર ખેંચી કાઢો." સરદાર દમનકાન્તે સિપાઇઓને ફરમાવ્યું.

"દયા...કર...ભાઇ ! દયા કર. અમારા ગરીબની ઉપર દયા કર. અમારા કંગાલની આતરડી કકળાવી કોણ સુખી થયો છે ? કે તું થશે ? રાંકના નિસાસા લઇ કોણ સુખે સૂતો છે કે તું સૂશે ? ભાઇ રહેમ કર." પ્રૌઢ ઉમરની મજુરી રડતે હૃદયે બોલી.

કંગાલ ને કકળાવીને નહિ સાર કંઇ તું કાઢશે,
લેશે નિસાસા રાંકના તે જીંદગી ભર સાલશે.
ડરતો સ્વયં તેવોજ ! જે જેવો બીજાને ડારતો,
સુખ દુઃખ તણી સોટી વડે સર્વેશ સૌને મારતો.

"માટે એ ઇશ્વરી–સોટીનો દીલમાં ડર રાખ. સત્તાનો દોર ભૂલી જા. સિતમ ન વરસાવ. જે ઝાલીમ ને જબરી સત્તા આજે તું ભોગવે છે, તે'નાથી પણ જબરજસ્ત ભોગવનારા હતા ન હતા થઇ ગયા. મિટ્ટીમાંથી પયદા થઇ મિટ્ટીમાં મળી ગયા. ધરા, ધામ ને ધન કોઇની સાથે ગયું નથી. તા'રી સાથે જાનાર નથી.

લંકેશગઢનો રાય રાવણ ચપટીમાં ચોળઇ ગયો,
બાણાવળી રાજા કરણ પણ રણ વિષે રોળઇ ગયો.
સારા ગયા, નરસા ગયા, કોઇ સદાના ના રહ્યા,
સુખ મ્હેન શું ત્હારા થશે ? જે કોઇ સાથે ના ગયા ?

"છટ્ છટ્ એમ બિલાડીના કહ્યાથી શિકાં તૂટી જતા હોય તો પછી શું જોઇએ ? અરે ગરીબના તો પેટમાં દાંત હોય છે ? ભોગ તમારા કે તમે ગરીબ થયા. એમાં અમારે શુ લેવા દેવા ? સુલ્તાનસિંહ ! (એક સિપાઇ તરફ જોઇ) ચાલ સામાન બ્હાર કાઢ."

"હાય ! એ ફૂટેલા નસીબમાં ફરી આઘાત કરનાર ! બળતામાં ઘી હોમનાર દમન ? ત્યારે શુ અમારાં આંસુડા નકામાંજ જશે ?"

"જરૂર જરૂ."

"અમારી દાદ–ફરિયાદ તું નહિ ,કાને ધરે ?"

"બિલ્કુલ નહિ."

"તો કહે, કહે ! ઓ નરાધમ કર્મચંડાળ અમારે ક્યા જવું ?"

" જહન્નમની ખાડીમાં...એ'માં મ્હને શું પૂછે છે ? ગરીબીમાં સડો છો એથી તો બ્હેતર છે કે કોઇનું મ્હોત લઇ મરી જાવ. આ દુનિયામાંથી ઓછા થાવ. તમારા જેવા રોતાકકળતા કંગાલ ભિખારીઓની જગતને જરૂર નથી. "

" હાય ! પરન્તુ એ નામ પ્રમાણે ગુણ રાખનાર દમન ! મ્હોત ક્યાં રસ્તામાં પડયું છે ?

માગે છે, નથી મળતું, અમોથી દૂર ભાગે છે,
મળે છે જે નહિ માંગે, ઉંધો વ્હેવાર લાગે છે.
પકડવા દોડનારાને, અતિ લંબાણ આપે છે,
ભુજા બે જોડનારાને, ઝડપવા એય માગે છે.

તો પછી કયાં જવું ? મ્હોત છેજ કયાં ?"

"મશાણમાં ! ચાલ દૂર થા. ખાલી માથું ન પકાવ. તમારા જેવા જડભરતોની સાથે ઝાઝું મ્હોડું દુઃખાવવામાં કાંઇજ સાર નથી. જાવ.........

નદીમાં યા સમુદ્રોમાં...જઇ અહીંથી મરો ડૂબી,
તમે વેઠો વિપત્તિયો (તેમાં) તમારા દૈવની ખૂબી.
ફુટેલા ભાગ્યના ગોળો...બીજાને શું કહો એમાં ?
તુટી ગાગર નસીબોની પછી પાણી રહે શેમાં ?"

મધુરી—ભાઇ !

ફુટેલા એ સિતારાને, દયાથી સાધનારો તું,
છૂટેલી ભાગ્યની જાળી, ફરીથી બાંધનારો તું.
અમારા દૈવની મટકી, તણો તું ફોડનારો છે,
કર્યો કંકર તણો આઘાત, જાતે તોડનારો છે.

ઓ ઝાલીમ ! ન્હાની શી પણ આ ઝુંપડીમાં અમે માતા-પુત્રી કલ્લોલમાં દિવસ ગુજારતા હતા. હૈયાની હાટો માંડી પરસ્પર પ્રેમની પરબોમાંથી સાદાઇ, સંતોષાઇ, ને સુઘડતાનાં નિર્મળાં પાણી પીતાં

હતાં, પથિકોને પાતાં હતાં. આજે એજ પરબ અમોને ઘરની બ્હાર નિરાધારવસ્થામાં કાઢી તેંજ ફોડી છે. હાય! એ ગાગરમાં હવે પાણીનું બિન્દુ નથી રહ્યું. ત્હારા દીલમાં દયાનું ટીપુ નથી રહ્યું. સબુર, કયાં જાય છે? આ કંગાલનો તૂટો ફૂટો જૂજ નજીવો સામાન કયાં લઇ જાય છે? નહિ જવા દઉં."

ઝુંપડીના ભાંગા તૂટાં બારણાની વચ્ચે મધુરી આડી ઉભી રહી તેણીએ દમનકાન્ત ને તેના સિપાઇઓનો અંદર જવાનો માર્ગ રોકયો. હવે દમનકાન્તનો પિ-તો પૂરેપૂરો ઉછળ્યો. તેનો ક્રોધ કાબુમાં ના રહ્યો. તેણે મધુરીને બારણામાંથી દૂર જમીન પર હડસેલી રસ્તો મોકળો કર્યો. સિપાઇઓ સામાન બ્હાર ખેંચી લાવવા માંડયા, ત્યા તો માતૃઘેલી સોળ વરસની બાળા મેના કે જે આઘી ઉભી રહી રડતી હતી, તે હવે વચ્ચે પૂરાઇ. માની જગ્યા તેણે સાચવી. દમનકાન્તના ચરણોમાં પડી તેણે કાલાવાલા કયા, આંસુડાથી પગ ભીનાં કરી નાંખ્યા. વિનતિઓ કરી.

"ભાઇ!...ભાઇ...મા'રી માતાને ખાતર...મા'રે ખાતર...એક ગરીબના હૃદયની દુવા લેવાને ખાતર...દયા કર...

દયાની આંખથી જોઇ....દુવા કંગાલની તું લે,
ભિખારણ યાચવા આવી....દયાને દાનમા તું દે.
રડાવા તો ભલો ભગવાન નક્કી આપ પર રૂઠે,
રીઝાવો તો................................ તૂઠે."

"ચાલ, ચાલ, દયાનો ભંડાર, તમારા જેવા દીનોને લુટાવી દેવાનો નથી. એ'નો ઉપયોગ તો માણુસ ને સંજોગ જોઇને કરકસરથી કરવાનો છે."

"જો તું દયા દાનમાં નહિ દઇ શકે, તો પછી જીવનમાં દાનમાં લઇ પણ નહિંજ શકે."

જે આપી શકતો નથી, તે માગી શકતો નથી,
જે ખર્ચી શકતો નથી, તે ખાઇ શકતો નથી.

"ભલે ભલે! માગવાનો વખત આવશે, ત્યારે જોઇ લઇશું. અમારા જેવા ડાહ્યા માણસો ભવિષ્યનો વિચાર આગળથી કરતાજ નથી.

"ને તેથીજ પછી ખત્તા ખાવ છો, ઠોકર ખાવ છો..."

"બસ! તારી વાચાળ જીભડીને અહીંથીજ કાપી નાખ. નાદાન છોકરી, નથી બોલતો તેમ તેમ વધારે ફાટે છે કેમ? ચાલ તું એ દૂર થા."

દમનકાન્તે તેને પણ તેની માતાની માફક બ્હાર જમીનપર પટકી.

હવે માતાથી ન સંખાયું. પોતાની પુત્રી મેનાને ગોદમાં લઇ તમામ હિંમત એકઠી કરી તેણે તે પાપી દમનકાન્તને કહ્યું. "ઓ માનવના વેશમા શયતાનની ગરજ સારનાર ક્રૂર રાક્ષસ! સાંભળ. જે સત્તાના મદમાં તું આટલો ફૂલી ગયો છે, અંધ થયો છે, તે,

સત્તા ચલાવ રંક પર અંત તેનો (પણ) આવશે,
હરખાય છે જે જોરથી તે તેજ પોક પડાવશે.
તુજ પાપનો કાચો ઘડો પૂરો ભરાઇ ફૂટશે,
વૈભવ, વિલાસો, જીંદગાની, જોર આ સૌ લૂંટશે.
આ બે ઘડીની બાદશાહી બે ઘડીનો તોર છે,
બાકી ચમકતી ચાંદની અંધારૂં પાછળ ઘોર છે.

વ્હાલા વાંચક ! વધુ વખત હવે તને આંટીઘુંટીમાં અને આતુર અવસ્થામાં નહિ રાખતાં આ શું થઇ રહ્યું છે તે સમજાવું. કર્ણાવતી નદીને કાંઠે કર્ણાવતી નામે નગર આવી રહેલું છે. ત્યાં આજે કનકકાન્ત નામે માયાળુ, ભલા, ઉદાર ને સદ્ચરિત ઉમરાવની આણ વર્તે છે. નદી કિનારે સુશોભિત મ્હેલ બાંધી કનકકાન્ત પોતાની પત્ની કોકિલા સાથે દિવસ નિર્ગમન કરે છે. કનકકાન્તે ગરીબોને રે'વા માટે સસ્તા ભાડાની કોટડીઓ જેવાં ઝુંપડાઓ નદીને સા'મે કાંઠે રાજ્ય-ખર્ચે બંધાવ્યાં છે. જેમાંના એકમાં આપણી વાર્તાના બે પાત્રો મધુરી ને મેના, માં-દીકરી આજ ચાર માસ થયા રહે છે. બાકીનાઓમાં ગરીબ વર્ગના મ્હેનત મજુરી કરનાર પરંતુ સાદા ને સંતોષી ખેડુતો રે'છે. માતા-પુત્રી રેંટીઓ કાંતી અને દળણાં દળી પેટ પૂરતું કમાય છે, ને ખાય છે. આજ ત્રણ માસ થયા મધુરી ઘરનું ભાડુ આપી શકી નથી, તેની ચિંતામાં ને ચિંતામાં તે સુકાયા કરે છે. મધુરીની ઉમર આશરે ૩૫-૪૦ વરસની અને તેની પુત્રી મેનાની ઉમર સોળ વરસની હતી. મેનાએ બાલિકાવયને ઓળંગીને યુવાવસ્થાના આંગણામાં પગ મૂકયો હતો. માતા જેવીજ તે સુકુમાર અને સુન્દર હતી. સર્વાંગ સુન્દર છતાં આ હીરાકણી વસ્ત્રાલંકારોની ટાપટીપ અર્થાત્ પ્હેલને પાસા વિના ઝળકાટમાં મંદ ભાસે તો તેમાં શી નવાઇ ? વળી અધૂરામાં પૂરી ગરીબાઇમાં જન્મ ને તે'ના દુઃખો ! એટલે શરીર અર્ધું થઇ જાય ને કાયાનો રંગ પલટાય એ સ્વાભાભાવિક હતું. આવા દુઃખી સંસારને પણ રાહત આપનાર એક વ્યક્તિ હતી. અને તેનું નામ મનમોહનરાય. તેને આ સિવાય દુનિયામાં કોઇ ન્હોતું. મનમોહન આ ગરીબ સંસારની દયા ખાતો

અને વારંવાર નજીવી આવકમાંથી નજીવી મદદ આ મા-દીકરીને કરવા ચૂકતો નહિ. મધુરીની આંખ આ ભવિષ્યના જમાઇ મનમોહન પર જ્યારે લાગી હતી, ત્યારે મેનાનાં ને મનમોહનનાં મન પણ એકમેકને મળેલાં હતાં. એટલે મેના ને મનમોહન જાણે વિવાહીત પતિ-પત્નીજ હતાં. આજે મનમોહન પરગામ જવાનો હોવાથી માતા-પુત્રીને છેવટના મળવા આવવાનુ આગલે દિવસે કહી ગયો હતો. માતા ઘરનું ભાડું ક્યાંથી આપવું એ વિચારમાં હતી, જ્યારે પુત્રી મનમોહનના વિચારમાં ઘોળાતી હતી. ભાડુ ઉઘરાવનાર દમનકાન્ત નામનો એક સરદાર હતો. જેને કોકિલાના આગ્રહથી કનકકાન્તે નીમ્યો હતો, તે ક્રૂર હતો. ત્રણ ત્રણ માસ થયા ગરીબ મધુરીને તે ભાડાને માટે ત્રાસ દેતો હતો, પરન્તુ કનકકાન્તની વારંવાર મુલાકાત ને મ્હેરબાનીથી મા-દીકરી ઇશ્વરકૃપાથી હજુ ઝાલીમના પંજામાં સપડાતાં બચ્યાં હતાં. પરન્તુ આજે હવે છેલ્લો દિવસ હતો. મા-દીકરી મનમોહનની વાત કરતા હતા. માનો જીવ વાતમાં ન્હોતો. તેને તો પ્રતિપળે દમનકાન્ત આવ્યાનાજ ભણકારા વાગતા. એટલામા મેના બોલી.

"મા ! આ બધા કારસ્તાન કનકકાન્તના નહિ હોં ! એતો બિચારા બહુ ભલા માણસ છે, નહિ વારૂ ? પરન્તુ એમની પત્ની કોકિલાગૌરીજ બહુ ક્રૂર છે. તેથીજ આપણને શોષવું પડે છે."

હજુ માતા પુત્રીના પ્રશ્નનો પ્રત્યુત્તર આપે ત્યાંતો યમદૂત જેવો દમનકાન્ત સિપાઇઓ સાથે ભાડુ ઉઘરાવવા આવ્યો, ને જુલમ કરી માલ બ્હાર કાઢવા લાગ્યો. તે વખતે તેઓની વચ્ચે જે વાદવિવાદ થયો તે આપણે વાર્તાને મથાળે જોઇ ગયા છીએ. વ્હાલા વાંચક

આટલો સંબંધ જાણ્યા પછી હવે તું બેધડક આગળ વધ.

ઝુંપડાનો તમામ સામાન પોતાને કબ્જે લઇ દરબારમાં લઇ જવા સિપાઇઓને આજ્ઞા આપી દમને ઝુંપડાના બારણાને તાળુ માર્યું. આ બાજુ મા-દીકરીનો દેખાવ કરૂણાજનક હતો. આસપાસ ખેડૂતોનું ટોળું વિંટળાઇ વળ્યું હતું.

૧ ખેડુત-(અંદર અંદર) બહુજ શરમભરેલું કામ થાય છે.

૨ ખેડુત-ભગવાન એને પૂછે ! બચારાની આંતરડી દખાવી એ શું સુખી થવાનો છે ?

ખેડુત ૩જો-થોડાજ વખતમાં ઇશ્વર કરે ને એને પેલો વિચિત્ર અવાજ સંભળાય !

આવી આવી વાતચીતમાં સમય પૂરો થયો. દમનકાન્તે જતાં જતાં એક તીરછી નજર તે મા-દીકરીપર નાખી. દમામમાંને દમામમાં તે આગળ વધ્યો. ત્યાં તો કોઇકની સાથે તે અથડી પડયો. હજુ તો તે કોણ છે? એમ જોવા જાય છે, ત્યાં તો મેના દોડતી કે મનમોહન પાસે આવી રહી.

" આવો ભલે આવ્યા. "

મધુરી ને મેના મનમોહનને મળ્યા. તેમના સુખદુ:ખથી પરિચિત મનમોહન ક્ષણ માત્રમાં શું બન્યું છે, તે પામી ગયો. તેણે દમનકાન્ત તરફ ફરીને કહ્યું કે:-

" ભાઇ ! આમ જુલમ કરવો એ આપને શોભે છે કે ?"

" તેમાં મારે શું ? અમે તો ચિઠ્ઠીના ચાકર ! ભાડુ આપી દ્યો ને સુખેથી રો. "

" પરન્તુ આપશે. બે દિવસ રહીને. એ'માં શું બગડી જવાનું છે. હમણા નહિ હોય તો શું ચોરી કરવા જાય ? "

" અરે એવા વાયદા તો છપ્પનસો વીતી ગયા. તમારા જેવાનો વિશ્વાસ કોણ કરે ? "

" એટલે તું શું કે'વા માંગે છે? અમે કે'વા છીએ ? "

" બદમાશ ! હરામખોર ! "

" પાજી ! કર્મચંડાળ ! જીભ સંભાળીને બોલ. "

" નહિ તો ? "

" જોયા જેવું થશે. "

" તું શું કરશે ? "

" પરિણામ ખુરૂ આવશે. "

" હા.... હા... હા... હા... " દમનકાન્ત અહીં મ્હોટેથી ખડખડાટ હસી પડયો. અને બોલ્યો. "અલ્યા ! તને એટલું બધું આ લોકોનું લાગે છે તો ભાડુ એમના વતીનું તુંજ ચૂકાવી દેને ? "

" અફસોસ ! કે મારૂં એટલું ગજું નથી. મ્હારી પાસે પણ હાલમાં સ્વતંત્ર કાણી કોડી નથી. "

" ભિખારીના સંગી પણ ભિખારીજ. " દમને તાનો માર્યો.

" અલબત્ત ! ભિખારીની દયા પણ ભિખારીનેજ આવે, શ્રીમંતને નાહ. જે'ને વીતે તેજ જાણે.

ગરીબીના ભુંડા દુઃખો, ગરીબો બાપડાં જાણે,
દરદ રોગિષ્ઠના દિલનું, નિરોગી તે નહિ જાણે.
વીતે, વેઠે, અનૂભવ જે કરે તેઓ પછી કા'વે,
'પરાઇ આંખના આંસુ નહિ તમ આંખમાં આવે.'

ઓ દુષ્ટ ! આવા અણુઘટતો ને ક્રૂર હુકમ કનકકાન્તનું માયાળુ મુખ આપેજ નહિ. એ દયાળુ દાનવીરની જીભમાં આવી ભાવના સંભવેજ નહિ. કહે કોની આજ્ઞાથી તું આ ફરજ બજાવે છે?"

"ગૃહસ્વામીની ગેરહાજરીમાં ગૃહસ્વામીનીનો હુકમ બજાવવો એ સેવકનો ધર્મ છે."

"અફસોસ ! પડતા પર પાટુ !" અને તે પછી તરતજ દમનકાન્ત સર્વને છોડી ચાલતો થયો. મનમોહનના મુખમાંથી સહસા ઉદ્દગાર નીકળી પડયા. "કંઇ નહિ જોઇ લઇશ. ત્હને ને ત્હારા ઉમરાવને." અને તે પછી તે નિરાધાર મધુરી ને મેના તરફ ફરી બોલ્યો.

"તમારે ગભરાવવાની જરૂર નથી. મારે તો આજે પરગામ જવું છે. પરન્તુ મારા પાછા આવતાં સુધી તમે બન્ને સુખેથી મારે ઘેર રે'જો. ત્યાં મારી માતઃ તમારા બેઉની સારી માવજત કરશે. ઇશ્વર કૃપાથી આપણું ચારેનુ ગાડું સુખ સંતોષમાં નીભશે.

"પરંતુ અમારા ઉપર તમારો આટઆટલો ઉપકાર ! તેનો બદલો અમે કયારે વાળીશું ?" મધુરીએ આંસુભીની આંખે કહ્યું.

"એમાં આભાર માનવાની કશીય આવશ્યકતા નથી. માણસ માણસપર દયા કરે એમાં શું વધારે કરે છે ? માટે ચાલો." અને તે પછી આ સ્નેહભીની ત્રિપૂટી મનમોહનના ઘેર જવા ચાલી. ત્યાં એક વયોવૃદ્ધ માણસ હાથમાંની લાકડી ઠોકતો ઠોકતો આવ્યો અને બોલ્યો.

"માફ કરજો મહેરબાન ! પરન્તુ જો આપને મારી કોઇ પણ પ્રકારની મદદની જરૂર હોય તો બેલાશક આપવા તૈયાર છું. હું આપનો એક હિતચિન્તક છું."

"ના...જી...આજના વખતમાં એટલુંયે કહેનાર કોણ છે ? અણજાણ્યાં છતાં આપની આટલી લાગણી છે. તે જોઇ અમે ખુશી થયા છીએ." મનમોહને જવાબ પાઠવ્યો.

"તમને નહિ તો આ તમારી સાથે છે તેમને કંઇ..." અધૂરા વાકયનો અર્થ સમજી જતાંજ મનમોહન બોલ્યો...

"જી એમને પણ હાલમાં તો જરૂર નથી." અને પછી સર્વે સૌ સૌને રસ્તે પડયા. પેલા વૃદ્ધ માણસે થોડી વાર રહી વેશ પલટયો. એક કદાવર બાંધાનો ચાલીસ વરસનો પ્રચંડ પુરૂષ હવે તે લાગવા માંડયો. અને પછી તે બોલ્યો.

"કેટલી બધી હિંમત ! મારી મદદ લીધી હોત તો હું ખુશી થાત ! પરન્તુ હશે !" અને તે પછી તેણે ગજવામાંથી સીગારેટ કા'ડી સળગાવી. ધુમાડાના ગોટેગોટ કાઢતો તે ક્ષણવારમાં ત્યાંથી અદ્રસ્ય થઇ ગયો. વ્હાલા વાંચક ! એ નવીન આવનાર બુઢ્ઢાનો સ્વાંગ સજનાર અન્ય કોઇ નહિ પરંતુ બંગદેશનો સુવિખ્યાત ડિટેકટીવ દેવેન્દ્ર હતો.



# પ્રકરણ ૨ જુ.

## "ભેદી ટપાલ."

પાપકર્મ પ્રારંભમા પ્યારા લાગે ભાઇ,<br>
પણ પુંઠે પસ્તાય છે સ્હેજ નહિ સુખદાઇ.<br>
ઘડી ઘાટ દુષ્ટાત્મા ફસાવવાને જાય,<br>
પણ કુદરતનો કાયદો પોતે મહિં ફસાય.

પરગામ ગએલો ઉમરાવ કનકકાન્ત આજે કર્ણાવતીમાં પાછો ફર્યો હતો. નિત્યનિયમ અનુસાર તેને મ્હેલે જવાનો રસ્તો ગરીબોના ઝુંપડા પાસે થઇને હોવાથી તે ત્યાં રહીને પસાર થતો હતો, એવામાં તેની નજર એક ખેડૂતની સ્ત્રી તરફ ગઇ. તે સ્ત્રી બીજા સાધારણ વર્ગની સ્ત્રીઓને કનકકાન્ત તરફ આંગળી બતાવી બોલી રહી હતી કે "જુઓ! પેલો ક્રૂર હુકમ આપનાર ઉમરાવ જાય!" કનકકાન્તને કાને આ શબ્દો પડતાં વારજ તેણે પોતાનો ઘોડો અટકાવ્યો નીચે ઉતરી તે સ્ત્રીની પાસે જઇ તેણે બોલેલા બોલ માટે ખુલાસો માંગ્યો. ખેડૂતની સ્ત્રીના મ્હોડે બનેલો તમામ બનાવ જાણતાંજ તેણે પોતાનો ઘોડો પૂરપાટ દમનકાન્તના ઘર ભણી મારી મૂક્યો. થોડીવારમાંજ દમનનો ભેટો થયો. કનકકાન્તે જતાં વારજ દમનને પ્રશ્ન કર્યો.

"દમન! કહે જોઉં? તે નિરાધાર માતા–પુત્રીને કો'ના કહ્યાથી ત્હેં ઘર બ્હાર કા'ડી મૂક્યા?"

"શ્રીમતી કોકિલાગૌરીના." હાવકા મ્હોડે દમને જવાબ આપ્યો.

અને ત્યારબાદ દમનને કોઇ પણ જાતની વધારે પડપૂછ કરવી છોડી દઇ કનકકાન્ત સીધો પોતાના મ્હેલે આવ્યો. કનકકાન્તના ગયા કેડે તરતજ દમનના મગજમાં પણ કંઇ વિચાર આવતાં તે પણ પોશાક બદલી એક છૂપા ભોંયરા દ્વારા ક્યાંક ગૂમ થઇ ગયો. કનકકાન્ત પ્હેરેલેજ કપડે શૃંગારભુવનમાં આવી લાગ્યો. ત્યા તેણે શું જોયું? એક આશરે અઠ્ઠાવીશ વર્ષની સૌન્દર્યવતી લલના અત્યારે આ એકાન્ત વાસમાં એકલી ગાલે હાથ ટેકવી મૃદુ શય્યામાં પડી પડી કોઇ મહાન વિચારમાં તલ્લિન બનેલી હતી. કનકકાન્ત આવ્યાનું ભાન તેને ન્હોતું. કર્ણાવતીના ઉમરાવની પત્ની અને કર્ણાવતીની

મહારાણી કોકિલા તે આજ હતી. ઉમરાવના ઘરની પત્ની એટલે પછી વસ્ત્રાલંકારોની ઝમક હોય એમાં શું નવાઇ? તેમાં વળી કોકિલાને બાલ્યકાળથીજ જરા ટાપટીપ વધારે પસંદ હતી. પછી તો પૂછવુંજ શું? વરેલી રાજકન્યા–અત્યારે રાજરાણી–સાક્ષાત્ કોઇ ગાંધર્વકન્યા કે યક્ષ–કન્યાનું ભાન કરાવતી હતી. કંઠમાં કોકિલ સમાન એ કોયલડીનો અંગ–રંગ હંસલીની ધોળાશને પણ શરમાવે તેવો હતો. તેના નયનોના ચમકારા આગળ રતિ પણ પાણી ભરે એમ હતું. કેશની કાળાશથી મણીધરોને લજવતી એ કોકિલાગૌરી "કોકિલા કેમ છે?" એ પ્રશ્નની સાથેજ ચોંકી. સફાળી બેઠી થઇ. અસ્તવ્યસ્ત થયેલા ચીર ઠીક કર્યા. માથાનો ઉડેલો છેડો તેણે સમો કર્યો. તેની વિચારમાળા તૂટી ગઇ. નમણાં નેત્રો પલક્યાં. પ્રશ્ન પૂછનાર પતિદેવ છે એ જાણતાંજ તેના ગાલ ઉપર રતાશ ધાઇ આવી. આંખલડીના મર્મભેદક અણુસારા ને નખરા સાથે લાડ કરતી તે મંદ મંદ હસતી હસતી ઉભી થઇ. પાસે ગઇ. કાલાઘેલા શબ્દોમાં બોલી.

"બહુ મોડું થયું હો! પધારો!"

"તું શું કરતી હતી?"

"વ્હાલમના વિચાર?"

"એમ કે?"

"હાસ્તો! બીજાં કોના વિચાર કરવાના હોય?"

"બરાબર છે. સતીને વિચાર સદૈવ પતિનાજ હોય!"

"ખરૂંને? પરન્તુ તમે આજે આમ દાઢમાંથી બોલો છો એવું મ્હને તો જણાય છે. તમારો હમેશનો હસમુખો ચ્હેરો આજે ઉદાસ કેમ છે? હસીખુશીને વાત કેમ કરતા નથી? હેં?"

"કોકિલા! તને ખબર તો છે ને કે હુ ગરીબોને ચાહું છું. તેમના દુઃખો હું દેખી શકતો નથી?"

"ઘણીજ સારી રીતે. પરણ્યાને આજે દશ વર્ષ થયાં તેમાં તમને મ્હેં ઘણાંય ગરીબોને આશ્રય આપતાં જોયાં છે."

"બસ! એ બધું તું જાણે છે તે છતા મ્હારી ગેરહાજરીમાં શા માટે ગોટાળો કર્યો?"

"શું?"

"દમનકાન્ત પાસે પેલા નિરાધાર માતા-પુત્રીને કઢાવી મકયા."

"નાથ! એમાં મ્હારો મુદ્દલ વાંક નથી. આજ ત્રણ ત્રણ માસ થવા ભાડા પેટે એક પાઇ પણ એમની પાસેથી વસુલ થતી નથી. હવે તે કયાં સુધી પાળવા? એથી તો નાથ! એમને ફાવી જાય છે, ને ઉત્તેજન મળે છે."

"નહિ! અન્ય માટે એમ બને પરન્તુ એ બાપડાં તો બરાબર ગરીબજ હતાં. કોકિલા! આટલી બધી રાજ્યની તિજોરી તર છતાંયે ત્હારે હૈયે ટાઢક વળતી નથી, ત્હને સંતોષ નથી મળતો, એ બહૂ અફસોસની વાત છે. અતિ લોભ તે પાપનું મૂળ. પાંચ રૂપીઆ ભાડાને માટે તેં આ કાર્ય તદ્દન અયોગ્ય તો શું બલ્કે ઉદ્ધત અને મૂર્ખાઈ ભર્યું કર્યું છે. ત્હને ખબર નથી કેઃ—

> દુનિયામાં ગરીબોની કદર શ્રીમાનથી થાતી,
> કસોટી દાનશીલોની ગરીબોથીજ લેવાતી.
> દુઃખી તે માનવી ગણવો ગરીબાઇ ગઇ જેની,
> ગરીબી જન્મભર નીભે અમીરી છે ઘડી બેની.

હમણાં હમણાં તું મ્હને પણ બાજુ પર મૂકી ત્હારે મન ફાવે એમ રાજ્યમાં ઉથલપાથલ કરે છે. મ્હારી ગેરહાજરીનો ગેરઉપયોગ ગરીબોને અન્યાય આપી તું કરી રહી છે. તું મ્હારી અર્ધાંગના હોઇ ત્હારે તો આ બાબત શરમાવું જોઇએ! એક સમ્રાજ્ઞીને છાજતા સદ્‌ગુણોમાં દયા, માયા, રે'મ, દાનશીલતા અને સખી દીલનો પણ સમાવેશ થઇ જાય છે. પાંચ પેસા દેવાના તો નથી મળતા પરન્તુ તેમની પાસેથી પડાવવાની દાનત કે'વી ?

મળે માધવ–કૃપાથી તો ગરીબોને દઇ છૂટો.
પરન્તુ છે લુટાયેલા વધુ એ'ને નહિ લૂટો.
મળે તો આપવું નહિ તો દયા ખાવી રહી તમને.
પરન્તુ રોવડાવાની ન દાનત દયો પ્રભો અમને.
ભલો ભુંડો ગમે તેવો ભિખારી નિન્દવો નહિ! હા'
એ આજે, તને કાલે, હસીને કો' જવાના ક્યાં ?
સ્થિતિ જે આજ એઓની, તમારી કાલ તેવી છે,
ન જાણો! ભીખની ઝોળી ખભા પર કાલ લેવી છે!

ઉલ્ટુ ગરીબો પર તો શ્રીમંતોની મ્હેરબાની જોઇએ! રે'મની દ્રષ્ટિથી અવલોકી રંકની કકળતી આંતરડી ઠારી તેમના અંતરના આશિર્વાદના ભાગી થવાનું સદભાગ્ય સૌને અને વારે વારે નથી મળતું ? બહુ દુર્લભ છે હો!

ઉદ્‌ગાર દીનનો "દાસ" એકજ અવનિમાં અણમલ છે.
સંસાર ને ભવપાર તરવા પુણ્યનો એ પુલ છે.
સ્વર્ગસુખથી પણ અહા! સંતોષ એનો ઓર છે,
સદ્‌ભાગ્ય–ભાનુના સિતારાનો સુચક શુભ ભોર છે."

"પરન્તુ એ'માં મ્હેં એટલું બધું શું કરી નાંખ્યું ?"

"ત્હેં કર્યું છે તો કંઇકજ. પરન્તુ ત્હને ખબર નથી કે ત્હને જે કંઇક લાગે છે, તે તેમને કેટલુંયે લાગે છે. ત્હારે મન એ કંઇજ હિસાબમાં નથી, પરન્તુ તેમને મન તો બહુ છે. એક રૂપિયા જેવી વસ્તુ ત્હને ગણત્રીમાં ન હોય! કારણકે તું લાખોમાં ઉછરી છે. પરન્તુ તેમને મન તો બહુ મોંઘો છે. ગરીબાઇના દુઃખો ગરીબોજ જાણે, શ્રીમાનને તેનો ખરો ખ્યાલ ન આવે. આંખવાળો અંધની અને પગવાળો લંગની પીડા ક્યાંથી પામે ? એતો જેને વીતે તેજ જાણે ! આપણે સમજવું જોઇએ કે એ અને આપણે જુદા નથી. બધાય એકજ જગદ્જનનીના સંતાનો હોઇ એકજ વસુંધરા પર વસનાર અને જનાર છીએ. ગાંડા, ઘેલા, રંક, રાય સર્વનો સરજનહાર શ્રીપતિ સમભાવનાવાળો છે.

> ધનવાન તેમજ ધનહીનો પણ ઇશ્વરી સંતાન છે.
> કંગાલ તેમ કુબેરને કેશવ કને સમ માન છે.
> જુદાં નથી તોયે જુદાં જોનાર એ તમ આંખ છે,
> કારણ તમારી આંખમાં સોના રુપાની ઝાંખ છે.
> બાકી જુઓ તો ઘેડ ભંગી બ્રહ્મ સર્વ એક છે.
> સરખાં જીવો સરજાયલા સૃજનાર પણ એ એક છે.

શ્રીમંતાઇ, મ્હોટાઇ, ગરીબાઇ, ને ન્હાનાઇ એ સૌ મનનાં માની લીધેલા માનવીના પોતાના છે. બાકી ખરૂં જોતાં તો:—

> પચરંગી પુષ્પો પ્રાણીઓના જગ-બગીચે ખીલતા,
> અકેકની સુગંધ છાયા, ઓથ સઘળા ઝીલતા.

કોઇ જરા સુન્દર વધારે ને સુગંધીદાર જો,
કોઇ બિચારૂં સાદુ સાધારણ સુગંધીદાર તો.
સંપી તથાપી સર્વ એ ખીલે ખરે સાથે રહે,
મોંઘા અને સોંઘા બધાને માળી સરખાં જાળવે.

ખોડવાળા પુત્રને માતા ફેંકી નથી દેતી. એતો સારાને તેમજ નઠારાને બેઉને સરખાજ જતનથી જાળવે છે. તે પ્રમાણે તું આ ક્ષણિક રાજ્યલક્ષ્મીમાં છલકાઇ ન જા. ચઢતી પડતી સો કોઇને છે. સમજુ તો સમજે છેજ કે:—

અમીરો યા ગરીબો યા ફકીરો હો ગમે તેવા!
પરન્તુ જીવ સરખા શું સમજતો સર્વ ના દેવા!
જરૂરી જેટલી તમને બરાબર તેટલી તેને,
નથી મ્હોટાં જીવો તમને નથી ન્હાના કંઇ એને.
ગરીબોનાં દીલો દુભાવનારા નીચ દાનવ છે,
તમેયે માનવી! સમજો! બિચારાં એય માનવ છે.

માટે હું તને આજે ચેતવણી આપું છું કે આજ પછી ગરીબોને દુભાવી તેમના આંતરડી કકળાવી, એવું જો હું સાંભળીશ તો ત્હારો પરિત્યાગ કરીશ.''

''નહિ! નહિ! નાથ! એમાં આટલો બધો ક્રોધ કરવો નથી ઘટતો! આપને જો એ પસંદ નથી, તો હું એ બાબતમા માથુંજ નહિ મારૂં. લ્યો થયું હવે? મ્હારે શું? એતો અમસ્તી' મ્હેં જરા દમનકાન્ત મ્હારી સલાહ લેવા આવ્યા ત્યારે કેવળ વિચારજ દર્શાવ્યો. વારૂં! જવા દયો હવે એ વાત, ને કહો જોઉં તમે બ્હારગામ હતા ને? ત્યાં શું કરી આવ્યા! તે તો કંઇ જણાવ્યું નહિ?''

"હા તેજ હવે હું ત્હને જણાવું છું. જો સાંભળ! થોડા દિવસ પર મ્હારા ઉપર એક **ભેદી ટપાલ** આવી હતી. તે આ...રહી ...જો...લે...વાંચી જો."

કનકકાન્તે કોકિલાના હાથમાં એક કાગળ મૂક્યો. ધ્રૂજતે હાથે કોકિલાએ ખોલ્યો. ખોલતાંજ ત્હેના મોઢા ઉપરનું નૂર ઉડી ગયું. ઘડી પ્હેલાં હસતી કોકિલાના મુખ પર ગંભીરતા છવાઇ ગઇ. વાંચક! તું એ કાગળનો ભેદ વાંચી ત્હારી ઉછળતી જિજ્ઞાસાને તૃપ્ત કર.

રા૦ કનકકાન્ત,

તમારો ગૂમ થએલો ન્હાનો ભાઇ કેશવકાન્ત જીવે છે. સમય આવતાં આપોઆપ ખુલ્લો થશે. માટે વીલ કરતાં સંભાળજો.

લી૦ "હું જાતે ને પોતે."

"હું ધારૂં છું કે કોઇ દગાખોરનું આ કાવત્રુ હોવું જોઇએ. તમારા ભાઇને ગૂમ થયાને આજ દશકો વીતી ગયો, અને આટલા વર્ષ નહિ ને હવે જીવતા હોય એ સંભવેજ ક્યાંથી? મ્હને તો લાગે છે કે કોઇ બદમાશનુંજ આ રાજ્યગાદી પચાવી પાડવા તરકટ છે. કેમ તમને શું લાગે છે?"

"કોકિલા! કોઇ પણ વિષય પર માણસે પોતાનો સ્વતંત્ર અભિપ્રાય આપતાં પ્હેલાં લાંબો વિચાર કરવો જોઇએ. આમ ઉતાવળા બની ફાવે તેમ મત બાંધી લેવો ઠીક નથી. જોકે લખનારે પોતાની ચતુરાઇ ચલાવી નામ-ઠામને તિથિ નથી લખ્યાં, પરન્તુ હું કલકત્તા ગયો હતો...ત્યાં..."

"કલકત્તા? તમે ગયા હતા? હેં! ત્યાં શું?" અધીરી કોકિલા વચમાંજ બોલી ઉઠી.

"ધીરી પડ. ત્યાં પ્રખ્યાત ડિટેકટીવ દેવેન્દ્રકુમાર સાથે મ્હારે મુલાકાત થઇ."

"દેવેન્દ્ર ?" કોકિલા હવે ચોંકી.

"હા ! કેમ તું એને ઓળખે છે ?"

"નારે ! મ્હેં તો જોયાએ નથી. પરન્તુ મ્હેં સાંભળ્યું છે કે એ બહુ બાહોશ છે. હું ! પછી તમે એમને આ કાગળ બતાવ્યો એમજ ને ?"

"હા !"

"અને એમણે શું જવાબ આપ્યો ?"

"એજ કે કેશવકાન્ત જીવતો હોય એ સો વસા સંભવિત છે. પોસ્ટ પરની છાપ જોતાં પત્ર કર્ણાવતીથીજ બીડાયલો છે, અને કેશવ આપણાજ શહેરમાં કોઇ છૂપી જગ્યાએ છૂપે નામે છૂપાયલો છે."

"અને તમે તે માની લીધું કે નહિ ?"

"એમાં માનવા નહિ માનવાનો સવાલજ ક્યાં રે' છે ? દેવેન્દ્ર કંઇ જેવો તેવો માણસ નથી. આ બાતમી મળતાંજ મ્હેં પ્રથમનું વીલ રદ કર્યું છે. અને હવે નવું કરવા ઇચ્છા ધરાવું છું."

"આમ એકાએક સાહસિક પગલુ ભરવું સારૂં નથી હોં ?"

"નહિ મ્હારૂં મન પણ સાક્ષી પૂરે છે કે કેશવ જીવતો હોવોજ જોઇએ. દેવેન્દ્રને મ્હેં એ કાર્ય સોપ્યું છે, અને આજેજ દેવેન્દ્ર અહીં આવનાર છે. કારણ કોઇ ગર્ભશ્રીમંતના 'ખૂનન' કેસનો ભાર હાલમાં તેને માથે છે, તે બાબત કેટલીક બાતમી મેળવવા."

અને આ સાંભળતાંજ કોકિલા ધોળી પૂણી જેવી થઇ ગઇ. તેના વદનચંદ્રની લાલાશ ફિક્કી પડી ગઇ. કોણ જાણે એવું શું હતું ? કે

દેવેન્દ્ર અહીં આવનાર છે, એમ સાંભળતાંજ તેનાં મોતીય મહામહેનતે તેણે સવાલ કર્યો.

હવે તમે નવા વીલમાં શું કરાર કરવા માંગો છો ?"

"જો ! કોકિલા ! હૃદયેશ્વરી ! ખોટું ન લગાડીશ ! પ્રથમના વીલમાં હું અપુત્ર હોવાથી મ્હારા મરણ પછી કર્ણાવતીની ગાદીની હકદાર વારસ તુંજ હતી. પરન્તુ હવે મ્હેં ચાલતા આવેલા ધારાને અનુસરી વિચાર બદલ્યો છે. અને ત્હારા પોષણ અર્થે અમુક રકમ બાંધી આપી બાકીનો તમામ હક્ક મારા ભાઇના નામે લખાવવા માગું છું."

હતાશ કોકિલા આ પછી આગળ કંઇ નહિ બોલી. કનકકાન્ત પણ તે પછી કોકિલાનો ઓરડો છોડી ગયો. પરન્તુ પેલા બંદી કાગળ કોકિલાના ઓરડામાં તે ઉતાવળમાં ભૂલી ગયો. થોડીવારે તેને તે સાંભર્યો, ને તે લેવા તે કોકિલાના ઓરડા પ્રતિ પાછો ફર્યો. બારણા આગળ આવતાંજ અંદર કોઇ બે જણાં વાત કરતાં હોવાનો ભાસ તેને થયો. કનકકાન્ત કાન માંડી તે સાંભળવા લાગ્યો. વ્હાલા વાંચક ! આ બે વ્યક્તિઓ કોણ હતી ?

એક તો કોકિલા પોતે, ને બીજો તેનો ભાઇ કુંજવિહારી.

---

# પ્રકરણ ૩ જું.

---

## " મૃત્યુ-ઘંટ. "

માબાપના સંતાનમાં સંસ્કાર ઉતરી આવતા.
સદ્દગુણ કે દુર્ગુણની છાયા બરાબર લાવતા.
માટે તમારા બાળ જો સુશીલ કરજો ભારતી '
શિખવાડજો સૌથી પ્રથમ સદ્દગુણ કેરી આરતી.

વાંચક વીરા ! વાર્તાના પ્રવાહમા તું આગળ વધે તે પ્હેલ કોકિલાના જીવનવૃત્તાંતથી પરિચિત થા. કારણ વાર્તાના વિષયમાં તને એથી સુગમતા પડશે. પૂર્વે મધુપુરી નામની નગરીમાં માધવસેન નામનો એક ઉચ્ચ કોટીનો સંસ્કારિત બ્રાહ્મણ રે'તો હતો. વિદ્વાન હોવાથી તે પેટપૂરતું કમાઇને આનન્દમાં દિવસ ગાળતો હતો. સંતાનમાં તેને માત્ર એક પુત્ર ને એક પુત્રી હતા. કમનસીબે માધવસેનને બદચાલની નારી મળી હતી. તેની પત્નીનું નામ વિમળા હતું, પરન્તુ ગુણો તો નામથી ઉંધાજ હતા. ઘણે વરસે પુત્રહીન એવા માધવસેનને પુત્ર થયો. જેનું નામ કુંજવિહારી. એકનો એક પુત્ર, એટલે લાડમા ઉછરેલો. પછી નબળો નીકળે એમા નવાઇ શું ? બે વરસે વિમળાએ એક કન્યા રત્નને જન્મ આપ્યો, જેનું નામ કોકિલાગોરી. કુંજ વીસ વરસનો અને કોકિલા અઢાર વરસની થતાંજ શહેરમાં સખ્ત કોલેરાનો રોગ ફાટી નીકળ્યો. જેમાં પિતાનું છત્ર ગયું. કોકિલાના લગ્ન જ્ઞાતિના એક સુજ્ઞ યુવક સાથે કર્યા હતા. પરન્તુ કમનસીબે તે

બિચારો લગ્ન પછી દશ દિવસેજ આલોકને છોડી ગયો હતો. કોકિલા બાળ વિધવા હતી. તેણે શૃંગાર (વેશ) રાખ્યો હતો. જો માતા સારી હોત તો કોકિલા કલંકીની ન થાત. પરન્તુ પતિના મરતાંજ વિમળાએ છચોક યારી કરવા માંડી. માતાના સંસ્કાર બાળ-વિધવા પુત્રી પર પડયા. અને તે પણ કુંજના એક વણીક જ્ઞાતિના યુવાન મીત્ર પર મોહી પડી. ભાઇની શિખામણ ને સલાહથી એક રાત્રે તેઓ ત્રણે દૂર દેશમાં નાસી ગયા. બે ત્રણ વરસ એ ત્રિપૂટીએ ત્યા ખેંચી કાઢયા. પરન્તુ પછી જેના ઉપર કોકિલા ગાડી ઘેલી બની હતી, જેના પ્રેમમાં તેણે પોતાના પતિવ્રત પર પાણી મૂકયું હતું, તે પૈસાથી ખાલી થયો. ભાઇની શિખવણીથી આ ખાલી થયેલ ખોખાને રસ્તામાંથી સાફ કરી કોઇ બીજા ધનવાનને ફસાવવા કોકિલાએ નિશ્ચય કર્યો એક રાત્રે લાગ જોઇ કોકિલાએ પોતાના યારને પાણીમાં ઝેર દીધું. શબને સંતાડી તેઓ પોતાના પ્રથમના ઘેર ગયા, પરન્તુ ત્યાં ખબર કાઢતાં જણાયું કે તેમની માતા કોઇની સાથે ન્હાસી ગઇ છે. કુંજે ઘર વેચી દીધું, અને પછી મેળવેલા પૈસા લઇ એક બાહ્બ્હેન...નોકરીની શોધમાં નિકળ્યા. આખરે એક નાટક કંપનીવાળા સાથે કુંજને ઓળખાણ થઇ, અને કોકિલાના લાવણ્ય પર તે મરી ફીટયો. તેણે કોકિલાને ગાતાં બજાવતાં શીખવી. પ્રવીણ થતાંજ મીસ સરસ્વતિના ઉપનામ નીચે ખેલોમાં તે નાટય–નાયિકાના પદને શોભાવવા લાગી. બ્હેનને પૈસે ભાઇ પણ મોજમઝા મારવા લાગ્યા. સરસ્વતિ પર શ્રીમંતો કુરબાન થઇ ગયા. અને તેને ભલભલાના આમંત્રણો આવવાં લાગ્યા. કોઇ એક ગર્ભ શ્રીમંતની ગરદન પર છરી ફેરવી કુંજે પોતાને લક્ષાધીપતિ જાહેર કર્યો. અને કોકિલાએ

પણ વારાંગના સાથે ઓળખાણ થયા બાદ સ્વતંત્ર ધંધો શરૂ કર્યો. હવે મીસ સરસ્વતિના માન વધ્યાં. ઠેરઠેર તેના નાચ–મુજરા થવાં લાગ્યાં. એવામાં કુંજનું ભોપાળું પકડાયું. તેની પાછળ પોલીસો પડતાંજ તે બ્હેનને લઇને નાઠો. અને કર્ણાવતી આવ્યો. જ્યાં ઉમરાવ કનકકાન્તે તે બેઉ ભાઇ બ્હેનને આશરો આપ્યો. આગળ જતાં યોગ્ય પત્નીની તપાસમાં એવા કનકકાન્તને કોકિલા કુંવારી છે, એવી કુંજ મારફત ખબર પડી. કુંજે પોતે ઉમરાવના પુત્રપુત્રી હોઇ કોઇ અગત્યની તકરાર થવાથી રાજ્ય ત્યાગ કરી આવેલાં જણાવ્યું. કોકિલાની કુદરતી સુન્દરતાથી ઉમરાવની શંકા ભાંગી ગઇ. અને રાજબીજ જાણી તેણે કોકિલાને પોતાની પત્નીની જગ્યા આપી. તે દિવસથી કોકિલા કર્ણાવતીની મહારાણી મનાવા લાગી. કુંજ હવે બહુ આવતો જતો નહિ. તે હંમેશ દેશાવરજ પડી રે'તો. કોકિલા તેને અવરનવર ખપજોગાં નાણાં છુપી રીતે મોકલ્યા કરતી. ને આ રીતે આ ભેદી ભાઇબેનના ભેદ પર હાલમાં તો અંધકાર છવરાયલો હતો. આ રમુજી ભેદની ઉકેલણીના કામ પર જો કોઇ લાગ્યો હોય, તો તે ડિટેકટીવ દેવેન્દ્ર હતો. કારણ પેલા ગર્ભશ્રીમંતના ખૂની કુંજને શોધવાનું કામ તેને સોંપાયું હતું, પરન્તુ કુંજે પોતાનું ખરૂં નામ તે વખતે ત્યાં છુપાવી દીધું હતું. દેવેન્દ્ર તેમને સરસ્વતિ અને શરદચંદ્રના નામથી પિછાનતો હતો. મધુપુરીથી ગર્ભશ્રીમંતનું ખૂન કર્યા બાદ તેઓ કયાં ગૂમ થઇ ગયા તેની ખબર દેવેન્દ્રને પણ ન હતી. બાકી આગળની તમામ વાત તેણે શોધ કરી જાણી લીધી હતી.

અને આ ભાઇબ્હેનને પેલા મૃત્યુ-ઘંટની સાથે સંબંધ હતો. કનકકાન્તની પ્હેલાના રાજાએ, કોઇ વિધવાને નિર્દોષ છતાં અન્યાય

કર્યો હતો. તેના એકના એક પુત્રને ફાંસીની શિક્ષા કરવાથી ગાંડી થયેલ એ વિધવાએ પુત્રની પાછળ પોતાનો પ્રાણ પટકી નાખ્યો હતો. મરતી વખતે તેના ગળામાંથી એક કુદરતી રીતે કાળદૂત જેવી ચીચી-ચારી બ્હાર પડી હતી. તે જાણે કોઇ પર્વતમાંથી ભેદી સૂર આવ્યો હોય તેમ લાગી હતી. આ વિધવાના શાપે કરી કર્ણાવતીમાં એવી સજ્જડ માન્યતા ફેલાયલી હતી કે એ વિધવા કર્ણાવતીની ગિરિ-કંદરા નામે કપાળકૂટમા રે'છે. તે દિવસથી એ ગુફામાં કોઇ જતું ન હતું. ત્યારબાદ થોડા દિવસ રહીને પાછો એવોજ ભેદી સૂર સૌના સાંભળ-વામાં એ ગુફામાથી આવ્યો. રાજાએ તપાસ કરી પરન્તુ કંઇ પત્તો લાગ્યો નહિ. બન્યું એવું કે તેજ દિવસે કર્ણાવતીના રાજ્ય કરનાર રાણાનું ખૂન થયુ, અને ત્યારથી આ સૂરને લોકો મૃત્યુ-ઘંટને નામે ઓળખવા માંડયા. એ સૂર કર્ણાવતીના ઉમરાવના મરણની આગાહી-સૂચક હતો. ભલભલા ડિટેકટીવોએ ગુફાની બારીક શોધ કરી હતી, પરન્તુ કંઇ પણ હાથ લાગ્યું ન્હોતું. જાતે દેવેન્દ્રને પણ આ વાતની ખબર પડતાં તેની મુલાકાત લેવા ચૂકયો ન હતો. પરન્તુ પરીણામ શૂન્યજ આવ્યું હતું. આજુબાજુના તમામ પ્રદેશમાં આજે દશ વરસ થયા ઉપરનો વ્હેમ પ્રચલિત હતો. અને મનમોહન-દેવેન્દ્ર, કનકકાન્ત વગેરે તેનાથી વાકેફગાર હતા જ્યારે કોકિલા ને કુંજ કર્ણાવતીમા આવ્યા, ને કોકિલાના લગ્ન કનકકાન્ત સાથે થયા...ત્યારે કોકિલા અને કુંજને કાને પણ આ ભેદી સૂર..."મૃત્યુ-ઘંટને" વિષે આવ્યું. લોકો જો કે દશદશ વરસ થયા ફરી એ સૂરની ઝાંખી શુદ્ધાં થઇ ન હોવા છતાં હજુ એથીને એવી માન્યતા ધરાવતા હતા. એ વાત આ બાઇબ્હેન જાણતા હતા. કપાળકૂટની ભયંકર પ્રચંડ ગુફા ભૂતાવળી

ચવાથી લોકો એને ભેદીગુફાને નામે ઓળખતા હતા. કનકકાન્તના મ્હેલથી તે બહુજ પાસે હતી. અને પેલા વિચિત્ર અવાજને "મૃત્યુ-ઘંટ" કે'તા હતા. દશ વરસ પર આજ ગુફામાં એક એવો અવાજ થયો હતો, જ્યારે કનકનો ન્હાનો ભાઇ કેશવકાન્ત ગૂમ થઇ ગયો હતો. આવા આવા ઉપરાઉપરી પ્રસંગોથી વ્હેમ લોકોના મનમાં સજ્જડ વાસ કરે તો એમાં ખોટું શું છે? પરાપૂર્વથી ચાલતા આવેલા વ્હેમનું સંશોધન દેવેન્દ્રને મળી કનકકાન્તે કરવા કમ્મર કસી હતી. આટલું જાણી લીધા પછી વાચક વીરા! હવે તું બેલાશક આગળ દોડ.



# પ્રકરણ ચોથું.

## " કાતીલ–કીનો. "

રે ! સુન્દરીની શત્રુતાની ધાર પાણીદાર છે,
કોમળ જગે કે'વાય પણ રૂઠે પછી અંગાર તે.
કાતીલ–કીનો કામીનીનો ક્રૂર હા ! કે'વાય છે,
જાદુગરી એ જાળમાં શુરવીર પણ સપડાય છે.
રમણી રમાડે ને રીઝાવે, મોક્ષદાતા માણવી,
વંઠે અગર વંકાય જો તો ચંડિકા એ જાણવી.

"ઓહો એજ કે કંઇ બીજું ?" પુરૂષ વ્યક્તિ બોલી.

"એટલે ત્હારે મને એ શું કંઇ હિસાબમાંજ નથી ? આ કંઇ ન્હાની સુની વાત નથી ? શું સમજ્યો ?" સ્ત્રી વ્યકિતએ સવાલ કર્યો.

"ન્હાની નહિ તો શું ? આ કુંજના હાથમાંથી કેશવ જીવતો જાય એ ત્હારે આશા રાખવીજ નહિ. થોડા દિવસમાં એ દેવેન્દ્રને પણ ખબર પડશે. અને વીલનું શું છે ?"

"હા ! નવા વીલથી આપણો હકક માર્યો જશે."

"ફીકર નહિ એ વીલ પણ ઉઠાવી લેવાનું મ્હારે માથે. બોલ પછી કંઇ છે ?"

"પરન્તુ બીજું એ છે કે ત્હારા બનેવી કલકત્તા ગયા હતા."

"હેં કલકત્તા ?"

"હા."

"ક્યારે ?"

"બે ચાર દિવસ થયા."

"ત્યારે તેં તો મ્હને કંઇ વાત નહિ કરી ?"

"મ્હને તો પરગામ જવાનું કહ્યું હતું. ગામનું નામ [illegible] પાડયું."

"વારૂં ત્યાં જવાનું કારણ ?"

"આ કાગળનો ભેદ ડિટેકટીવ દેવેન્દ્ર પાસે પામવા." કે'તાજ કોકિલાએ કનકકાન્તનો રહી ગએલો પત્ર કુંજના હાથમા મુકયો. કુંજે તેના પર નજર ફેરવી.

"વારૂં પછી શું થયું ?" કુંજે બ્હેનને કાગળ પાછો આપતા કહ્યું

"દેવેન્દ્રે એટલી બાતમી મેળવી આપી છે કે કેશવકાન્ત હજુ જીવતો હોઇ તે પણ વળી કર્ણાવતીમાંજ છે."

"બસ ! ત્યારે તો બેડો પાર !"

ઉપરનો સંવાદ ભાઇબ્હેન વચ્ચે એટલો તો ધીરેથી ચાલતો હતો કે કનકકાન્તના કાનમા અક્ષર સરખો પડતો ન હતો. બહુવાર નાહકના કાન માંડી માંડીને તે કંટાળ્યો. એટલામા છેલ્લું વાકય કે જે કુંજ બહુજ જોરથી હાથ ઠોકીને બોલ્યો, તે તેના કાનમાં પડયું.

"બસ ! ત્યારે તો બેડો પાર !"

અને તેની સાથેજ એક આંચકા સમેત દિવાનખાનાનું દ્વાર ઉઘડી ગયું, અને કનકકાન્ત દાખલ થયો.

"ઓહો ! કેમ ? તું કયારે આવ્યો ? કુંજ !" કનક કતાંજ પૂછયું.

"મ્હને આવ્યાને ભાગ્યેજ દશ મીનીટ થઇ હશે."

"કેમ તબીઅત તો મઝામાંને ?"

"જી, હા."

"અરે ! હાં ! પરન્તુ કોકિલા ! અહીં પેલો મ્હારો કાગળ રહી ગયો'તો ને ? તે ક્યાં છે ?"

"આ રહ્યો...લ્યો"

અને તેની સાથેજ કોકિલાએ કનકના હાથમાં પેલો કાગળ મૂક્યો, એટલે કુંજ ઉઠ્યો. બારણાં તરફ વળતાં તે બોલ્યો.

"લો બેસો, ત્યારે હવે હું જઇશ."

"આવજે ! પણ હાં કુંજ ! તું દમનના ઘર આગળથી જવાનો છે કે ?"

"હા...રસ્તો તો એજ છે ને વળી ?"

"ત્યારે તો જરા દમનને કે'તો જજે કે હાલને હાલ કોઇ બાહોશ વકીલને મ્હારે ત્યા મોકલી આપે."

"બહુ સારૂ."

કુંજ ગયો, હવે કોકિલાને કનક ફરી એકલા પડયા, એટલે ધીરેથી કોકિલાએ પાછી વાત ઉચકી:—

• "કેમ ? અત્યારે ને અત્યારે આજે કંઇ વકીલનું કામ ?

"જેમ બને તેમ મ્હારા ભાઇના લાભમાં મ્હારે નવું વસિયતનામું કરાવવું છે. કારણ આ કાચની કાયાનો થોડોજ ભરોસો છે ? કે એ ક્યારે પડશે ?"

"બરાબર છે."

ને હજુ આગળ કોકિલા કંઇ બોલે ત્યાં તો પેલો વિચિત્ર અવાજ "મૃત્યુ-ઘંટ" તેમના સાંભળવામાં આવ્યો, કોકિલા ધોળી પૂણી

જેવી થઇ ગઇ. કનકકાન્ત પણ થંડો થઇ ગયો. નોકરચાકરો પણ દોડી આવ્યા, અને શેઠને ઘરની બ્હાર ન જવા દેવાનું કહ્યા છતાં હઠીલો કનક અવાજની દિશા બાંધી તે તરફ સપાટાબંધ દોડવા લાગ્યો. હજુનો તે થોડેજ ગયો હશે, ત્યાં તેને રસ્તામાં એક લાવણ્યવતિ લલનાએ રોકયો.

"કનકકાન્ત થોભો !"

એક અજાણી અબળાને મ્હોડે પોતાનું ખરૂં નામ સાંભળતાંજ કનક સ્થંભ્યો.

"તમે કોણ છો ?"

"તમારૂં ભલું ઇચ્છનાર એક યુવતિ."

"નામ !"

"દેવી."

"દેવી તમે મ્હને ઓળખો છો ?"

"હા !"

"કયાંથી ?"

"તે જણાવવાનો સમય અત્યારે નથી. વારૂ તમે પેલા અવાજની પાછળ શોધ માટે નિકળ્યા છો ! નહિ વારૂ ?"

"હા !"

"એ શું સુચવે છે, તે તમે જાણો છો ?"

"હા"

"શું ?"

"કનકાવતીના ઉમરાવનું ! મ્હારૂં ! મોત !"

"બસ ! તો જાવ...ગમે તેમ થાય છતાં આજ રાત્રે બ્હાર જશો નહિ."

એટલામાં દમનકાન્તે મોકલેલા વકીલ સાહેબ રસ્તામાજ કનક-કાન્તને મળ્યા. "કેમ ઓહો ! કનકકાન્ત આપજ ને ?"

"હાજી !"

"આપેજ દમનકાન્ત સાથે કે'વડાવ્યું હતું ને ?"

"જી, હા."

"આપની સાથે આ બ્હેન કોણ છે..."

અને કનકકાન્ત આ સવાલનો જવાબ વાળે તે પ્હેલાં તો "દેવી" જ બોલી ઉઠયાં...

"એક આશ્રિત અબળા."

કનકકાન્તને દેવીએ નાકપર આંગળી મૂકી ચૂપ રે'વા સમજાવતાં ધીમેથી આંખ મીંચી. ત્રણે કનકકાન્તના ખાનગી આવાસમાં આવ્યા. મરજી મુજબનું વીલ તૈયાર થયું. વીલને સીલ કરી તે વકીલ મી૦ સુરેન્દ્રનાથને સોંપતાં કનકકાન્તે કહ્યું.

"જો જો જાળવજો. જાન જતાં પણ વીલ જાય નહિ. કનકાવતીનો ભવિષ્યનો ગાદીવારસ ખરૂં જોતા કેશવકાન્તજ છે. ને તે જીવતો હોય ત્યાં સુધી મારા કોઇપણ અંગત સગાનું લાગે વળગે નહિ."

અને આ પછી વકીલ દેવી ને કનકકાન્તની રજા લઇ વીલ એક ન્હાની પેટીમાં બરાબર મુકી તે લઇ ચાલ્યો ગયો. કામ પૂરૂં થતાંજ દેવીએ કનકકાન્તની રજા માંગી. અને સમય આવે મળીશ કહી છૂટી પડી. છૂટા પડતાં તેણે ચેતવણી આપી કે આજે ગમે તે થઇ જાય છતાં ઘરબ્હાર પગ મૂકવો નહિ. દેવીએ જતાં જતા કનકના હાથમાં કંઇક સેરવ્યું. દેવી ગૂમ થઇ ગઇ. કનકે તે જોયું તો તેની ઉપર દેવીનું નામ ઠામ ઠેકાણું છાપેલું હતું. કનકે તે વાંચ્યું. વાંચતાંજ તેના

હાથમાંથી તે કાપલી નીચે પડી ગઇ. તે દેવીને એકવાર જોવા બારણા બ્હાર ગયો. ત્યાં બારીવાટે એક પ્રચંડ મૂર્તિ દાખલ થઇ. પેલી કાપલી જમીનપરથી ઉઠાવી ગઇ. કનકને હવે એ કાપલીનું ભાન ન રહ્યું. તેના મુખમાંથી એટલાજ શબ્દો નીકળી ગયા કે કોણ ?

"દેવી તેજ............?"

કોકિલાને વીલની ખબર પડી. ત્યાં તો કનકકાન્ત આવ્યો. રાત્રિ પડી. કનક સુઇ ગયો. પરંતુ કોકિલાને કળ વળી નહિ. તેમજ ઉંઘ આવી નહિ. તે પોતાના ઉંઘતા પતિ તરફ જોઇ સ્વગત બોલવા લાગી.

"અફસોસ ! કે એક વીલ કરીને પોતાની ગરદન હાથે કરીને હું ઝુમાવી છે." વળી થોડીવાર રહી તે ફરી બોલી.

"એક અબળાના કાતીલ–કીનો હવે કેર વર્તાવશે. નહિ, નહિ. તને બચાવીને રસ્તાની રખડતી ભિખારણ તો નહિજ થવાય." ને તરતજ ફરી પેલો "મૃત્યુ–ઘંટ" સંભળાયો. કનક સફાળો પથારીમાંથી બેઠો થયો. સેવકો પણ દોડી આવ્યા. સઘળાના કાલાવાલા છતા, અને દેવીની ચેતવણીને પણ ન ગણકારતા ઉન્માદાવસ્થામા કનક તપાસ કરવા અવાજની દિશાએ રાત્રીના અંધારામાં દોડ્યો. પ્રભાત થયું. કનકકાન્ત પાછો ન ફર્યો તે ન ફર્યો. ત્યાં મ્હેલમા કકળાણ થઇ રહ્યું. કોકિલાને એક અનુચરે આવી ખબર આપી કે:—

"ઉમરાવ કનકકાન્તનું કોઇ અજાણે કાલ રાત્રે ખૂન કર્યું છે. લાસ મળી આવી છે."

ને તેની સાથેજ કોકિલા બેહોશ થઇ પૃથ્વી પર પડી.



# પ્રકરણ ૫ મું.



## " કો'નો હાથ ? "

પાપીના પોબાર ને ધર્મિ ધપ્પા ખાય,
દિવાળી લુચ્ચાતણી એ કળિયુગનો ન્યાય.

કલકત્તાનો સુપ્રસિદ્ધ ડિટેકટીવ દેવેન્દ્ર આજે સ્હવારમાંજ ન્યુસ-પેપરમાં માથું ઘાલીને બેઠેલો છે. તેના મ્હોડામાંની ચીરૂટનું ભુંગળું ભગ ભગ ધુમાડા કાઢી રહ્યું છે. ત્યાં તો છાપામા એક લખાણ પર નજર પડતાંજ તેના મ્હોંમાની ચીરૂટ અચેતન એમને એમ ઠરી ગઇ. તેણે ચસ્મા લગાવેલું માથું જરા વધારે નીચું બેસ્યું, અને ઉતાવળથી તે લેખ વાંચવા માંડયો.

"ગઇ કાલે રાત્રે થએલો પેલો વિચિત્ર અવાજ મૃત્યુઘંટ."

"ઉમરાવ કનકકાન્તનું ભેદભર્યું ખૂન."

"આજ દશ દશ વરસ થયાં ભૂલાયલો પેલો મૃત્યુઘંટ કાલે દિવસે બે વાર સંભળાયો હતો. ઉમરાવ કનકકાન્ત પોતાની પાછળ નવું વીલ કરી રાત્રીએ નિદ્રા લેતા હતા. કે'વાય છે કે કોઇ વ્યક્તિએ તેમને તે રાત્રિના બ્હાર ન નિકળવાની ચેતવણી આપ્યા છતાં, તેઓ અવાજની શોધાર્થે બ્હાર ગયા હતા. જ્યાં તેમનું કોઇ ભેદભરી રીતે ખૂન થયું છે. મરનાર ઉમરાવના અંગ પર લોહીના ડાઘો પડેલા છે. તેમના પેટમાં અર્ધું ખંજર ઉંડું ઘોંચવામાં આવેલું છે. મ્હેલથી થોડેજ દૂરથી તેમની લાસ મળી આવી છે."



ઉપરની હકીકત વાંચતાંજ દેવેન્દ્રે કપાળ પર કર ઠોકયો. "બસ! મ્હારે એ લાસની પૂરતી તપાસ કરવીજ જોઇએ." એમ બોલતાંજ તેણે છાપાને ટેબલ પર પટકયું. બ્હાર જવાના કપડા પ્હેરી તૈયાર થતાંજ એક નોકરે આવી ખબર આપી કે બ્હાર કોઇ આવેલું છે. અને તે જણાવે છે કે કોઇ ખાસ અગત્યના કારણસર તે આપને હમણાને હમણાં મળવા માંગે છે.

"જા તેમને જણાવ કે અત્યારે તેઓ કોઇને પણ મળી શકે એમ નથી. કલાક રહીને આવે."

"પરન્તુ ડિટેકટીવ સાહેબ જરા થોભો." કે'તાંજ તે વ્યક્તિ કે જેને આપણે કનકકાન્તનું વીલ કરનાર વકીલ સુરેન્દ્રનાથને નામે ઓળખીએ છીએ, તેણે ત્યા પ્રવેશ કર્યો.

"આપ કોણ છો ? અને અહી શા માટે આવ્યા છો? જે કંઇ કે'વાનું હોય તે જલ્દી કહી નાખો, મ્હને હાલમાં મુદ્દલ નવરાસ નથી." દેવેન્દ્રે કહ્યું.

"દેવેન્દ્ર બાબુ! જે કનકકાન્તના ખૂનની શોધ કરવા તમે જાવ છો, તેનીજ થોડી ખબર આપવા હું આવ્યો છું." આટલું કહી તે આવનાર વ્યક્તિ સુરેન્દ્ર, દેવેન્દ્રના મ્હોડા પર શા ભાવ થાય છે, તે જોવ થોભી. પરન્તુ વાંચક! એક અજાણ્યાને મ્હોડે પોતાના અંતરની વાત બ્હાર પડવા છતાંએ દેવેન્દ્રે કોઇપણ જાતનું આશ્ચર્ય દેખાડયું નહિ. શું દેવેન્દ્ર સુરેન્દ્રને ઓળખતો હશે ? કો'ને ખબર? પરન્તુ એટલું તો માનીજ લેવું પડશે કે સુરેન્દ્ર દેવેન્દ્રને સારી રીતે ઓળખતો હોવો જોઇએ, નહિ તો દેવેન્દ્ર કયાં જવા તૈયાર થયો છે? તે સુરેન્દ્ર શું જાણે ? સુરેન્દ્રને દેવેન્દ્ર સાથે કશો સંબંધ ન હતો, તો પછી સુરે-

દેવેન્દ્રનું ઘર ક્યાંથી શોધી કહાડયું? આ સર્વ ખુલાસો એની મેળેજ માલમ પડશે.

"ત્યારે તમારૂં નામ ?"

"સુરેન્દ્રનાથ ! હું કનકકાન્તનો વકીલ."

"ત્યારે વીલ તમારી પાસે હશે, નહિ વારૂ ?"

"જી. હા. ને હું તેનેજ માટે આપને મળવા આવ્યો છું. આપની સલાહની મને જરૂર છે. કનકકાન્તના એકાએક ખૂનની વાત તો તમે સાંભળી હશે ? નહિ વારૂ ?"

"હા મ્હેં તે હમણાંજ છાપામાં વાંચી."

"તો હવે આ વીલના લખાણ મુજબ ગાદીપરનો સર્વ હક કેશવકાન્તનો છે. પરન્તુ કનકકાન્તના મૃત્યુ બાદ એક વરસ સુધીમાં જો કેશવકાન્તનો પત્તો ન લાગે તો બીજી કલમ મુજબ સર્વ માલમિલ્કતની સોંપણ શ્રીમતી કોકિલાગૌરીને કરવી."

'અને તેને શોધી કા'ડવાનો કેસ તમે મ્હારા હાથમાં મૂકવા માગો છો, એમજને ?"

"હા."

"પરન્તુ મી॰ સુરેન્દ્રનાથ ! તમને કયાં ખબર છે, કે કેસ તમારી પ્હેલાંનોજ મારા હાથમાં મૂકાયલો છે. મરનાર કનકકાન્ત જાતેજ કલકત્તા આવ્યા હતા. અને કેશવકાન્તના જીવવાની આશા પણ મ્હેંજ એમને આપી, વીલ ફેરવવા કહ્યું હતું. એ કાર્યનો ભાર એમણે પોતાની મેળે પ્હેલેથીજ મારે શીર મૂક્યો છે. જુઓ......" કહી દેવેન્દ્રે કનકકાન્તની સહીવાળો કાગળ કોટના ગજવામાંથી કા'ડી બતાવ્યો.

"એમ છે તો તો સોના કરતા પીળું. પરન્તુ તમારૂં શું એમ માનવું છે કે કેશવકાન્ત હજુ જીવતો હશે."

"તે કેમ કે'વાય? પૂરતી તપાસ કીધા વિના કંઇ પણ સંતોષ કારક જવાબ ન દેવાય."

"પરન્તુ તમે એટલુંએ નથી જોઇ શકતા કે જો એ જીવતો હોય તો પછી કનકકાન્તના મૃત્યુની ખબર પડતાંજ એ ગાદીનો હક્ક સાબીત કરવા બ્હાર કેમ ન પડે?.'

"કદાચ ખબર નહિ પડી હોય!"

"નહિતો પણ અત્યાર સુધી ખુલ્લા ન થવામાં એને શું ફાયદો હશે?"

"એમાંજ કોઇક ઉંડો ભેદ છે. મા'રા ધારવા પ્રમાણે તો જેમને હાથે કેશવ ગૂમ થયો તેમનેજ હાથે કનકકાન્ત માર્યા ગયા હોવા જોઇએ. કેશવકાન્ત હાલમા બ્હાર નહિ પડે એજ એને માટે સલામતી ભર્યું છે."

"તો મ્હારે શું કરવું?"

"હાલમાં વીલ બરાબર સાચવી રાખો. એક વર્ષ બાદ તે રદ કરી કોકિલાગૌરીને તમે રાણીપદ આપી શકો છો. પરન્તુ હાલમાં તો નહિજ."

"ત્યારે તમને લાગે છે, કે તમે એક વરસમાં કેશવને શોધી કા'ડશો."

"જીવતો હોય તો જરૂર."

ને તે પછી તેઓ છુટા પડ્યા. દેવેન્દ્ર કોકિલાગૌરીને મળ્યો. કનકકાન્તનો પત્ર તેમને બતાવ્યો, અને કેશવકાન્તને શોધી કા'ડવા સાથે કનકકાન્તના ખૂનની શોધ કરવાનો કેસ હાથ ધરવા જણાવ્યું. કોકિલાની સમ્મતિ મળતાંજ તેણે મૃત કનકકાન્તની લાસનું બારીક નિરીક્ષણ કર્યું. કોકિલાગૌરીને દેવેન્દ્રે પૂછ્યું.

"તમારા પતિને કેટલા કેટલા મિત્ર હતા ?"

"કેવળ એકજ..."

"તેમનું નામ ?"

"મનમોહનરાય." (તદ્દન જુઠું !)

"અને શત્રુ ?"

"કોઇ નહિ. પરન્તુ હમણાં હમણાં થોડા દિવસથી મનમોહનરાય ને એમને શત્રુતા થઇ હતી."

"કારણ ?"

"સાંભળો." અને તે બાદ મધુરી ને મેના પર ભાડાને માટે તકાદો, મનમોહને પોતાના ઘરમાં લઇ જઇ તેમને રાખવા, અને મનમોહને "જોઇ લઇશ" શબ્દનો ઉચ્ચાર કરવો, વગેરે અથથી ઇતિ ઇતિહાસ કહી સંભળાવ્યો. વાંચક ! તને શંકા થશે કે આ વાતની કોકિલાને કયાંથી ખબર ? જવાબમાં એટલુંજ કે'વાનું કે બનેલો તમામ બનાવ જે દમનકાન્તને મ્હોડે કનકે સાંભળ્યો હતો, તે તેણે કોકિલાને કહ્યો હતો. અને તેથીજ કોકિલા આ વાત જાણતી હતી.

"વારૂં ત્યારે તમને એ સિવાય બીજા કોઇના ઉપર શક જાય છે ?" કોકિલાની તમામ બિના નોંધી લેતાં દેવેન્દ્રે પ્રશ્ન કર્યો.

"નહિ !"

"વારૂં ! આ ઘરમાં અવરજવર કોની છે ?"

"હું, અને કોઇ કોઇ વાર મ્હારો ભાઇ કુંજવિહારી તથા દમનકાન્ત."

"એ સિવાય ?"

"કોઇ નહિ."

"મનમોહન અહીં કોઇવાર આવેલો ?"

"ના."

"ત્યારે તમે એ કનકકાન્તનો મિત્ર છે, ને પછી શત્રુતા થઇ, એ બધી વાત ક્યાંથી જાણો ?"

"મારા પતિએજ મને એ કહી હતી."

"હશે ! નવું વીલ કરનાર વકીલ મી૦ સુરેન્દ્રનાથને તમે ઓળખો છો?"

"નહિ. મ્હેં એમને જોયાજ નથી. કેવળ એમનું નામ માત્રજ સાંભળ્યું છે."

"કનકકાન્ત સાથે એમને આ અગાઉનો પરિચય ખરો ?"

"નહિ......પરન્તુ દમનકાન્તના એ ખાસ વકીલ છે. અને એમની ભલામણ એ વારંવાર મારા પતિને કરતા હતા."

"વારૂ ત્યારે તમારા પતિના ખુન પછી વકીલ તમને વીલ બાબત મળ્યા હતા ?"

"હા ! મારી સંમતિ લીધા પછીજ તેઓ આપને ત્યાં જવાનું કહી, ગયા હતા. આપને તો એ મળ્યા હશે ?"

"હા."

"અને લો એ આ આવ્યા."

સુરેન્દ્ર અને દેવેન્દ્રે પરસ્પર હાથ મિલાવ્યા, પછી તેઓ બંને ફરી એક વાર લાસને જોવા લાગ્યા. ત્યાં સુરેન્દ્રે દેવેન્દ્રને કંઇક શક પડતી બે ચીજ લાસનું શરીર ખસેડી કાંડી બતાવી. દેવેન્દ્રે તે ઉપાડી...તે શું હતી એક સોનાનું બોરીઉં, અને એક રેશમી રૂમાલ. રૂમાલને ચારે ખુણે રેશમના દોરાથી ભરેલો એકજ અક્ષર હતો.

અને તે "સ." પેલા સોનાના બોરીયાપર કોતરેલો અક્ષર હતો "મ." દેવેન્દ્રે સુરેન્દ્ર સામું જોયું. દેવેન્દ્રે પૂછયું ! સુરેન્દ્રકુમાર તમને આ અક્ષર ઉપરથી આ કેસની સાથે સંબંધ રાખનાર માણસોના નામની ખબર છે ?"

"જી...કેવળ એક."

"શું ?"

"આ "મ" અક્ષરવાળુ બોરીઉં કયા તો મનમોહનરાયનું હોવું જોઇએ ? કયાં તો તેના મિત્ર મહેન્દ્રનું ? "

"તેને મિત્ર પણ છે, વળી ?"

"હા. જી. અને મહેન્દ્ર કાલે રાત્રે ખૂન થયા પછી અહીંજ નથી. ઘરમાંથી એમ ખબર મળી છે, કે તે મહેન્દ્રને મળવા મધુપુરી ગયો છે."

"ઘરમાં કોણ છે ?"

"તેને પતિ ગણી ચ્હાનાર બાળા મેના, મેનાની માતા મધુરી, અને તેની પોતાની મા. એ ત્રણ"

"આ વાતની તમને કયાંથી ખબર ?"

"હુંયે આ કેસમાં રસ લઉં છું. અને મળી આવે એટલી બાતમી મેળવવા મ્હેનત કરૂં છું."

"ઠીક હવે તમારે જવું હોય તો જાવ-પરન્તુ મ્હને મળતા રે'જો... આપણે એકમેકની શોધ એકઠી કરી વિચાર કરશું."

"જેવી ઇચ્છા."

અને તે પછી સુરેન્દ્ર છૂટો પડયો. હવે દેવેન્દ્રે કોકિલા તરફ ફરી કહ્યું.

"તમને 'મ' પર મધુરી, મહેન્દ્ર ને મનમોહન સિવાય કોઇ ચોથા નામની ખબર છે ?"

"નહિ."

"અને રૂમાલના 'સ'થી શરૂ થતા નામની ?"

"નહિ."

"વારૂં તો હવે સાંભળો ! આ 'મ' નામ બોરીયા પર હોવાથી તે પુરૂષ જાતિ ઉપરજ શંકા લાવે છે. એટલે મધુરી આ વાતથી અલગ રહે છે. હવે રહ્યા બે જણા. મનમોહન ને મહેન્દ્ર. અને એમની શોધ કરવા હું જાઉં છું. બોરીયાનો અક્ષર અને રાતોરાત પલાયન જોતાં શક મનમાં સજ્જડ થાય છે, કે મનમોહનનોજ આ કામમા હાથ હોય ! વળી તમારા કે'વા મુજબ એ થોડા દિવસથી કનકકાન્તના વર્તનને માટે દમન સાથે " ઉમરાવને ને તને જોઇ લઇશ " બોલી ગયો હતો. હવે રહી કેવળ આ રૂમાલની વાત. અને તે "સ" એટલે કોણ ? આ વાતોના ભેદ જાણ્યા પછીજ નિશ્ચયતાથી કહી શકાય કે ખુનમાં

## " કો'નો હાથ ? "



# પ્રકરણ ૬ ઠું.



## "મનમોહન ખૂની."

નિર્દોષ પણ જ્યાં દૈવ કોપે ત્યાં પછી દંડાય છે,
હો નિરપરાધી! કાયદાની બારીમાં સપડાય છે.
જેને તજે છે દૈવ તેને તજી દુનિયા જાય છે,
સવળાં દીધેલાં દાવ પણ અવળાં દુર્દૈવે થાય છે.
પાસા પડે પોબાર ત્યારે મંજ મથ્યા ખાય છે,
જે કામના દાણા કૂભાગ્યે તે નકામા જાય છે.

રાત્રિ સમ સમ વ્યતિત થતી હતી. અજવાળાનું તો પૂછવુંજ નહિ! મનમોહનના ઘરમા અત્યારે મનમોહન દેખાતો નથી, પરન્તુ અંદરથી વારંવાર સ્ત્રીઓની વાતચીતના બોલ સંભળાયા કરે છે. ત્યાં એકાએક પવન આવવાને માટે ખુલ્લી રાખેલી બારીમાંથી મનમોહનના ઘરમાં એક સફેદ કાગળ ફેંકાયો. આરામચેર પર આડી પડી ચીમનીના અજવાળામાં ચોપડી વાંચી રહેલી ઘરની એક અબળાના ખોળામાં તે આવી પડયો. તેણીએ તે ઉપાડયો. હવે સઘળાની નજર તે કાગળ ઉપર પડી. કાગળ વંચાયો. વાંચતાંજ એકબીજાના મ્હોડાના ભાવો ફરી ગયા. તે ચોપડી વાંચનાર રમણીના મુખમાંથી એટલાજ શબ્દો સરી પડયા-"મનમોહન ખૂની ?" હા-હા-હા-હા. પરન્તુ બીજીજ પળે તેના હાથમાંથી કાગળ હેઠો પડયો. એટલામાં એક પુરૂષ વ્યક્તિએ અમસ્તુ અડકાવેલું ઘરનું બારણું ખોલી પ્રવેશ

કર્યો. ઘરની રમણીઓ વસ્ત્રો ઠીકઠાક કરી સાવધ થઇ ગઇ. કેવળ પેલો પત્રજ જમીન પરથી ઉંચકી લેવાનું ભાન કોઇને ન રહ્યું. ચોપડી વાંચનાર રમણીએ અણજાણ્યા પુરૂષને ઘરમાં દાખલ થતો જોતાંજ ઘુંઘટથી પોતાનું મુખ છુપાવી દીધું. પરન્તુ બીજીઓએ તેમ કર્યું નહિ. એક સોળ વરસની બાળાએ આવનારને સવાલ કર્યો.

"કોણ ?"

"કોઇ નહિ !"

"આપનું નામ ?"

"ડિટેક્ટીવ દેવેન્દ્ર !"

ને તેની સાથેજ ઘરની તમામ રમણીઓના દીલમાંથી એક જબરજસ્ત કંપારી છૂટી ગઇ.

"તમારે ગભરાવાની કંઇજ જરૂર નથી, કનકકાન્તના ખૂનની તપાસનો કેસ મારા હાથમાં મૂકાયલો હોઇ તેની શોધ કરવા મારે અત્યારેને અત્યારે અહીં આવવું પડયું છે. હં ! વારૂ ! મી. મનમોહનલાલ ઘરમાં છે કે ? કેમ ?" દેવેન્દ્રે પ્રશ્ન કર્યો.

"નહિ ! એ ગઇ કાલેજ રાત્રેજ એમના મિત્ર મહેન્દ્રકુમારને મળવા મધુપુરી ગયા છે." એક પ્રૌઢાએ જવાબ વાળ્યો.

"વારૂં ! ત્યારે મારે થોડુંક પૂછવું છે, તે હું પૂછું ?."

"ખુશીથી ! જાણતા હોઇશું એટલું અવશ્ય જણાવીશું."

"પ્રથમ તો તમારા બધાની ઓળખાણ આપશો ?"

"હા ! હું મનમોહનની આશ્રિત માતા મધુરી. આ સોળ વર્ષની બાળા તે મારી પુત્રી મેના. અને આ સામે મારાથી સે'જ વધુ

ઉમરના જણાતાં નિદ્રા લેતાં તે મનમોહનની માતુશ્રી છે." પ્રૌઢા મધુરીએ દેવેન્દ્રને ઓળખાણ આપી.

"અને પેલાં બ્હેન કોણ ?" દેવેન્દ્ર ઘુંઘટવાલી રમણી પ્રતિ અંગુલી દર્શાવી પૂછ્યું.

"એમનું નામ સરોજની. એ મહેન્દ્રકુમારના નવ-વધૂ. મનમોહન ને મહેન્દ્ર મધુપૂર ગયા છે. થોડા દિવસમાં જાતે આવીને લઇ જઇશ કહી મહેન્દ્ર એને અહીં મૂકતા ગયા છે. સાસરવાસમાં પ્રથમ પગલું હોવાથી એ જરા શરમાય છે."

"ત્યારે જુઓ હવે! મારે કાયદાની રૂએ તમને કે'વું પડે છે કે મરનાર ઉમરાવની લાસ આગળથી બે વસ્તુ મળી આવી છે. જેમાંના એકપર મનમોહનરાયના નામનો પ્રથમ અક્ષર છે. વળી જે રાત્રિના ખૂન થયું તેજ રાત્રિએ એમનું કર્ણાવતી છોડી જવું, અને થોડા દિવસ અગાઉ તમારે માટે દમનકાન્ત સાથે થયેલી તકરાર, વગેરે પુરાવા જોતાં મનમોહન કાયદાની બારીમાંથી કોઇપણ ઉપાયે બચી શકતો નથી. એને પકડવા હું આવ્યો છું. પરન્તુ અફસોસ! હવે મારે મધુપૂર જવું પડશે."

"મનમોહન ખૂની ?" મેના સહાળી બોલી.

"હા.! અને સરોજની બ્હેન! દીલગીરી સાથે મારે બીજી વાત પણ જણાવવી પડે છે કે લાસ પાસે પડેલો જે રેશમી રૂમાલ મળી આવ્યો છે, તેના ઉપર આપના નામનો પ્રથમ અક્ષર 'સ' છે. હું નથી માનતો કે આપ આ વાતમાં સામેલ હો! કારણ તમે હમણાંજ પરણીને આવલાં લાગો છો. છતાં દીલગીરી સાથે હાલમાં તો મારે

લાચારીથી માન્યેજ છૂટકો ! કારણ "સં" ઉપર આ કેસમાં સંડોવાયલું બીજું કોઇજ નથી !"

"કયાં છે તે રૂમાલ ? જોઉં વારૂ ?" યુવાન મેનાનો પિતા હવે ઉછળ્યો.

"આ રહ્યો જુઓ ! એમને બતાવો ! એ ઓળખી શકે છે કે નહિ ?"

મેનાએ દેવેન્દ્રના હાથમાંથી રૂમાલ લઇ સરોજનીને આપ્યો. દીવાની પાસે લઇ જઇ તે બરાબર ધારી ધારીને તપાસતાં તેના. તેના ખૂણા ઉપર ભરેલા અક્ષર જોતાંજ સરોજની બોલી પડી. "આ તમને ક્યાંથી મળ્યો ?"

"મરનારની લાસ પાસેથી. કેમ એ તમારોજ છે કે ?"

"નહિ ! જરા પાસે આવો ! કહું !"

દેવેન્દ્ર પાસે ગયો. સરોજનીએ ધીરેથી તેના કાનમાં કહ્યું. "સરસ્વતી."

"શું ?" દેવેન્દ્ર ચકિત થઇને સરોજનીના મોઢા ગમીજ જોઇ રહ્યો.

"કેમ ? આપ તો એને સારી રીતે ઓળખો છો !"

"પેલા શરદની બ્હેન......?"

"ધીરે ! દેવેન્દ્ર સાહેબ ! ભીંતને પણ કાન હોય છે. ખુલાસાચાર વાત કરવી હોય તો પાસેના ખંડમાં આવો."

દેવેન્દ્ર ને સરોજની બેઉ પાસેના ખંડમાં ગયાં, ને વાતે વળગ્યાં.

"પેલી ! મધુપુરીની નાટક કંપનીની નાયિકા ને પ્રખ્યાત શ્રારાંગના તેજ એને ?" અધિરા દેવેન્દ્રે અધુરી વાત ઉપાડી.

"હા ! હા ! ગર્ભશ્રીમંતના ખૂની પેલા શરદ્દચંદ્રની બ્હેન એજ."

"તમે એ બધું ક્યાંથી જાણો ?"

"મ્હારૂં મહીયર મધુપૂરી છે."

"આ રૂમાલ એનોજ છે એની શી ખાત્રી ?"

"હું જ્યારે દસ વરસની બાલિકા હતી, ત્યારે એ સરસ્વતી મ્હારી જોડેને ઘેરજ રહેતી હતી. હું વારંવાર એને ત્યાં રમવા જતી હતી. એક દીવસ અચાનક હું એને ત્યાં જઇ પડી, જ્યારે તે આજ રૂમાલના છેડાઓ પર "સ" નામ રેશમને દોરે ગુંથી રહી હતી."

"વાતને કેટલો વખત થયો ?"

"આજે દસ વરસ થયા. ત્રણ છેડા ગુંથાયલા હતા, અને ચોથો અધુરો હતો. એણે મ્હને તે..."જોને સરોજ! કેવોક ગુંથાયો છે ?" કહી જોવા આપેલો. અને એ મ્હને હજુયે યાદ છે."

"એ'ને વિષે વધારે કંઇ જાણો છો?"

"નહિ. તે પછી તરતજ એના ભાઇએ ખૂન કર્યું. તમે એને શોધવા પાછળ પડયાં, અને એ બન્ને ભાઇબ્હેન નાસી ગયા. ત્યારબાદ પાંચ વર્ષ રહીને એટલે પંદરમે વરસે મ્હારાં લગ્ન લેવાયાં, અને આજે વીસમે વરસે મ્હેં પ્રથમજ સાસરવાસ માંડ્યો. હું ધારૂં છું કે એ વાતને જોકે દસ વરસ વીતી ગયા, છતાં હું ભૂલી નથી."

"વાત તો બરાબર મળતી આવે છે." દેવેન્દ્ર સ્વગત બબડ્યો.

"તમારા પતિને અહીં આવ્યાને કેટલો વખત થયો ?"

"મ્હને સાથે તેડી અહીં ચાર દિવસથી તેઓ આવ્યા છે, પરન્તુ કંઇ અગત્યના કામસર તે અને મનમોહન બાઇ આજે ગયા છે."

દેવેન્દ્ર આટલી ખબર મેળવી બ્હાર આવ્યો. તેના મનમાં એજ ઘોળાયા કરતું હતું કે ત્યારે એ રૂમાલ કોનો ? સરોજનીનો કે સરસ્વતીનો ? ત્યાંજ એને પગે પેલો ભેદી કાગળ અથડાયો. દીવાના પૂરા પ્રકાશમાં ચપળ દેવેન્દ્રની આંખોએ તેના ઉપર લખેલા ત્રણ મોટા અક્ષરો "ખાનગી" વાંચી લીધા. તરતજ તેણે તે ઉપાડયો. વાંચવાને દીવા આગળ ધર્યો. સરોજની કે જે આ બધું જોતી હતી, તેણે ઘુંઘટામાંથી મેનાને સંજ્ઞા કરી. મેના સમજી. તેણે પેલો કાગળ દેવેન્દ્રના હાથમાંથી ઝપટ મારી ખુંચવી લીધો.

"વાહ ! કોઇના ઘરના ખાનગી પત્રો વાંચવાનો તમને શો હક્ક છે ?"

પરન્તુ દેવેન્દ્ર કંઇ આવી ધમકીથી ડરી જાય એવો માણસ ન્હોતો. વળી મેનાની ખુંચાવણીથી એનો શક મજબૂત થયો કે કે' ના કે' "એમાં કંઇક છે ?" તેણે મેનાની તરફ ફરી કહ્યું.

"જો સીધી રીતે માનભેર પત્ર હવાલે નહિ કરો તો પછી સખ્તાઇની જરૂર પડશે. ખૂનીના તમામ ઘરની જડતી લેવાનો અધિકાર અમને સદાનોજ છે."

"તો લો ! વાંચો જોઉ કેમ વાંચો છો વારૂ ? નથી આપની બોલો !" મેનાએ હિંમતથી કહ્યું.

"એમ કે ?"

"હા—નહિ આપું, નહિ આપું, તે નહિજ આપું.

કટકા કરો આ દેહના...કાગળ કદી મળશે નહિ,
મેના જીવે છે ત્યાં સુધી...આશા જરી ફળશે નહિ.

ફાંફાં બધા ફોગટ તમારા...ધાકથી વળશે નહિ.
ઉભી તમારી પાસ મેના....એક ડગ ચળશે નહિ.
સમજ્યા? દેવેન્દ્ર!
(આ) કાગળ તણી કિંમત ગણું કાયા થકી બેમૂલ છે.
દેવેન્દ્રથી બ્હી આપશે એ માનવું એ ભૂલ છે."
"એમ છે! તો જોઉં છું કે કાગળ લઇને તું યે કયાં જાય છે?
ઝાલીમ જુલ્મી જેર કંઇકો થઇ ગયા આ હાથથી,
તો શા હીસાબે? કોણુ તું તે કોમલાંગી એક સ્ત્રી?
જે'નું સુણીને નામ ખુનીને ધ્રુજારી છૂટતી,
દેવેન્દ્રના તે હાથનો ત્હેં ઝપાટો જોયો નથી."
"અને તમે પણ દેવેન્દ્ર!
બની બલા જોયાં હશે, લાખો સ્ત્રીઓ નિર્ખી હશે,
પણ આજ આ મેના સમી તો જવલ્લે જોઇ હશે.
ને તે છતાં જો મનનો ઓરીઓ બાકી રહી ગયો હોય તો
જોઇ લેજો...કે...
દેવેન્દ્ર જીતે છે પછી કે વિજયી મેના થાય છે,
કો'નું વચન રે'છે? વદેલું ફોક કો'નું થાય છે?
દેવેન્દ્ર પણ અબળા અગાડી છેક ગોથાં ખાય છે,
અબળા બને પ્રબળા પછી કોથી નહિ જીતાય છે."
"એમ છે તો જોઉં છું કે કેમ નથી આપતી?" કે'તાંજ
દેવેન્દ્ર મેનાના હાથમાંથી કાગળ ખુંચવવા ગયો. એટલે ચતુર મેનાએ
કાગળ સરોજનીના પ્રતિ ફેંકી દીધો. સરોજનીએ તેને ચીરી ચાર
કટકા કરી બારી વાટે બ્હાર નાખી દીધો, અને દેવેન્દ્ર હવે બ્હાર

દોડયો. ચોર ફાનસના પ્રકાશમાં તેણે તે ચારે કટકા શોધી તેને પાસે પાસે ગોઠવી વાંચી લીધું. તેમાં શુ હતું ?

"વ્હાલી મેના..."

તમારૂં કરેલું અપમાન હૃદયમાં સાલ્યા કરવાથી આજે મધુપુરી જતાં મ્હેં રસ્તામાંજ વૈર વાળ્યું છે. કેશવ હવે થોડા દિનનો મ્હેમાન છે. પછી એની જગ્યા લઇ ગાદીવારસનો પ્રપંચ રમવો સરળ થઇ પડશે. કનકકાન્ત ઠાર થયો છે.

લી. સદાનો ત્હારોજ. "મનમોહન–"

તા–ક૦ પત્ર વાંચીને તરત ફાડી ફેંકી દેજે.

પત્ર વાંચી કટકા ગજવામાં મૂકતો દેવેન્દ્ર, સીગારેટ ચેતાવી ધુમાડા કાઢવાના કામ પર લાગ્યો. "નક્કી "સ" ઉપરનું નામ સરસ્વતી નહિ પરન્તુ સરોજનીજ હોવું જોઇએ. કારણ મનમોહનની સાથે એને સંબંધ લાગે છે. નહિતો સરસ્વતીને એ કયાંથી ઓળખે ? દસ વરસની છોકરીને દસ વરસની વાત યાદ રહે ખરી ? જો મારૂં ધારવું હવે સાચું પડે તો સરોજની એજ સરસ્વતી અને મહેન્દ્ર એજ એનો બાપ શરદ્‌ચંદ્ર હોવો જોઇએ. મનમોહન એનો મળતીયો હોવો જોઇએ." આવી આવી અટકળો બાંધતો તે ઝપાટાબંધ સામે નદી કિનારે દોડયો. કારણ ? તેને કોઇક ત્યાં ફરતું હોવાનો ભાસ થયો.

વાંચક વીરા ! તને શું લાગે છે ? દેવેન્દ્રનું ધારવું ખરૂં પડશે ? આટઆટલા પ્રમાણો મળ્યા પછી મનમોહન પર સૌ કોઇને શક આવે એ દેખીતું છે. ત્યારે શું હશે !

**મનમોહન ખૂની ? પ્રભુ જાણે.**



# પ્રકરણ ૭ મું.



## "મ્હોતનો મ્હેમાન."

જશના ભૂખ્યાં જીવડાં! જીવ કોઇ દી બોય,
કોઇ સવાયા કોઇથી આ દુનિયામાં હોય.
માથું મૂકીને લડે...તોજ પછી જીતાય,
બ્હી બ્હીને પગ મૂકીએ...ઉલટાં ઠોકર ખાય.

ડિટેકટીવ દેવેન્દ્ર જે કાળી આકૃતિની પાછળ દોડ્યો હતો, તે કાળી આકૃતિ ઝપાટાબંધ પગલા ભરતી એક મકાન પાસે આવી, ત્યાં થોભી. તેને ખબર ન હતી કે પાછળ દેવેન્દ્ર પડેલો છે. જો કે અજવાળીયાની રાત હોઇ ચંદ્રની સંપૂર્ણ ચાહના હતી, છતાં દેવેન્દ્ર એ અજાણી મૂર્તિને ઓળખી શક્યો નહિ. તેનું મ્હોં તે આકૃતિની પાઠ પાછળ હોવાથી તે પારખી પણ શું શકે? ધીરેથી તેણે ગજવામાંથી નાનો છૂપો કેમેરા કાઢ્યો. ગોઠવી તેને તૈયાર રાખી તે જોતજોતામાં તે પુરૂષ વ્યક્તિની સામે જઇ ઉભો, અને તરતજ ચાંપ દબાવી છબી ખેંચી લીધી. હજુ તો પેલી વ્યક્તિ દેવેન્દ્રને બાઝી કેમેરા ખુંચવી લે તે પ્હેલાં તો દેવેન્દ્રે તે ગજવામાં મૂકી દીધો. છબી લેવાને માટે તે પુરૂષ વ્યક્તિએ દેવેન્દ્રની સાથે જબરી બાથમબાથ ચલાવી. દેવેન્દ્ર જો કર્ણાવતીનો ભોમીઓ હોત ને કનકકાન્તના સંબંધી માણસોને ઓળખતો હોત તો આ માણસનું મ્હોં જોઇ

સ્હેલાઇથી પારખી શકત કે તે કોણ છે ? પરન્તુ ખુલ્લું મ્હોં જણાવા છતાં પણ તે તેને ન ઓળખી શક્યો. દેવેન્દ્ર સાથે બાથ ભીડનાર માણસ પણ જેવો તેવો ન હતો. એવામાં તે વ્યકિતનો દાવ ફાવતાંજ તેણે દેવેન્દ્રને જમીન પર પટક્યો. દેવેન્દ્ર હજુ ઉભો થઇ ગજવામાંથી પિસ્તોલ કાઢે ને અગાઉ તો તે અદ્રશ્ય થઇ ગયો. દેવેન્દ્રે ધૂળવાળાં કપડાં ખંખેર્યાં. તે નદીના પુલ પર ગયો. પૂલના એક ભાગ પર જમણો હાથ ટેકવી વિચારમાં ને વિચારમાં તે થોડી વાર ઉભો. "ચ્હેરો કોઇવાર જાણે જોયલો ન હોય તેમ જણાય છે? પરન્તુ બરાબર યાદ નથી કે કયાં? અને કયારે? હશે! પરંતુ એ અત્યારે એ મકાન પાસે શા માટે ઉભો હશે? લાવ એ મકાન કોનું છે, અને અંદર શું થાય છે? તેની તપાસ કરૂં?" આમ વિચાર આરતાજ તેણે જવાને પાછા પગ ઉપાડયા. થોરેક જઇ વળી તે અટકયો. આગળ પગલા ન ભર્યાં. પેલો ફોટો જોવાનું મન થઇ આવ્યું. હજુ તો ગજવામાં દેવેન્દ્ર હાથ નાખે છે...ત્યાં તો કોઇએ પાછળથી આવી દેવેન્દ્રના પગ ઉચકી લઇ ધક્કો માર્યો. ઓચિંતા ધક્કાથી પૂલની એક બાજુ પર ઉભેલો દેવેન્દ્ર કર્ણાવતીના અગાધ ઉંડા જળમા ઉચેથી પડયો. જળમાં એક જબરજસ્ત ધબાકો થયો, અને કોઇનો ખડખડાટ હાસ્યધ્વનિ કાને આવ્યો. બસ...તે પછી સઘળુ શાન્ત થઇ ગયું. વાંચક વીરા! તારી જીજ્ઞાસાને વધુ ન લંબાવતા જણાવી દઉં છું કે જે વ્યકિતનો ફોટો દેવેન્દ્રે ખેંચી લીધો હતો તેજ એ વ્યકિત હતી. થોડીવાર સુધી તે વ્યકિતએ નીચે પાણીમાં જોયા કર્યું. તેણે પાણીપર કાળી વસ્તુ તરતી દીઠી. નક્કી એ દેવેન્દ્રનીજ લાશ છે, ખાત્રી કદાચ દેવેન્દ્ર જીવતો નીકળે એ આશાથી તેણે પણ પોતાનો

ફોટો હસ્તગત કરવા પાણીમાં ભુસકો માર્યો. આ ઉપરથી વાંચક સમજી શકશે કે તે વ્યક્તિનો વિચાર દેવેન્દ્રને જાનથી મારવાનો નહિ હતો, પરંતુ ફક્ત પેલી છબીજ મેળવવાનો હતો, અને તેને માટે તે પણ પાછળ પડયો. દેવેન્દ્રને બહુ તરતા ન્હોતું આવડતું. પરંતુ આ પડનાર વ્યક્તિ પ્રચંડ હોઈ સારી રીતે તરી જાણતી હતી. બેઉ સરિતાના ઉંડા જળમાં પડયાં. વાંચક! પછી એમનું શું થયું ? તે વાંચવું હોય તો ખોલ આગળ પાનું. દેવેન્દ્ર કાળનો કોળીયો થયો કે નહિ ? મ્હોતના મુખમાંથી બચ્યો કે નહિ ? કે થયો હશે, એ સદાને માટે "મૃત્યુનો મ્હેમાન."

---

# પ્રકરણ ૮ મું.

## " ભૂલભૂલામણી. "

આંટીઘુંટી એટલી ઉંડી ના સમજાય,<br>
એદી ભૂલભૂલામણીનો નહિ પાર પમાય.

કર્ણાંવતી નદીમાં દુશ્મનને હાથે પડેલા દેવેન્દ્રની દશા આપણે તપાસીએ. દેવેન્દ્ર જળમાં પડયો. પ્રથમ વાર પડતાંની સાથેજ તેને નદીના પાણીએ ઉંચે ફેંકયો. દેવેન્દ્ર હજુ હોશમાં હતો. તેણે તરતજ પાણીમાં ડુબકી મારી, શરીરપરનો કોટ કાઢી નાખ્યો, અને તે અર-

સામાંજ પેલી કાળી આકૃતિ જળમાં પડી. બાહોશ તરનાર એવી તે વ્યક્તિએ જોતજોતામાં દેવેન્દ્રની લાસ જણાતી એવી તે તરતી ચીજને પકડી. તો તેને માલમ પડયું કે તે દેવેન્દ્રનો કોટ હતો. કોટ હાથમાં આવતાંજ તે વ્યક્તિ સપાટાબંધ તરતી તરતી કિનારે આવી. કિનારે આવતાં વારજ તેણે કોટના ગજવામાં પેલો કેમેરો જોવાને હાથ નાંખ્યો. પરંતુ અફસોસ! તે તેને તેમાં જણાયો નહિ, શ્રમ નકામો ગયો જાણી તે વ્યકિતએ ક્રોધમાંજ કોટ ત્યાં આગળ ફેંકી દીધો, અને ચાલી ગઇ. થોડીવાર બાદ ત્યાં ડિટેકટીવ દેવેન્દ્ર આવી લાગ્યો. પાણીમાં ડુબકી મારી થોડે દૂર નિકળતાંજ દેવેન્દ્ર પૂરૂં તરતાં ન આવડતાં સરિતાના અગાધ જળમાં ગુંચવાવા ને ગભરાવા લાગ્યો. દેવેન્દ્ર ડૂબવાની તૈયારીમાં હતો. ત્યાં તો ઇશ્વરકૃપાએ એક કેળનું ઠુંઠુ પાણીમાં તરતું જતું દેવેન્દ્રે જોયું. આ ઇશ્વરી મદદનો હાથ દેવેન્દ્રે હરખાતે હૈયે પકડયો. તે કિનારે આવ્યો, તો દૂરથી તેણે પેલી કાળી વ્યકિતને કંઇક કાળી વસ્તુ તપાસતી જોઇ. એ પોતાનો કોટજ છે ધારી દેવેન્દ્ર તે લેવાને આગળ વધ્યો. ત્યાંતો પેલી વ્યક્તિ કોટને જમીન પર પટકી ચાલી ગઇ. દેવેન્દ્રે તરવાનું નહિ ફાવશે ધારી કોટ કાંડી નાખતાં પ્હેલાંજ પેલો કેમેરો કે જેને માટે તેને આટલું સહન કરવું પડયું હતું. તે કાંડી લીધો હતો, પરન્તુ ભૂલથી પેલું ખોરીયું, રૂમાલ ને કાગળના કટકા અંદર રહી ગયાં હતાં. કોટમાં તે સહી-સલામત જોતાંજ તેની આંખો આનંદથી પલકી. કેમેરો લઇ પોતાના ગજવામાં મૂકયો, અને કોટ પ્હેરી જલદી પોતાના ઉતારે આવી લાગ્યો. રાત્રિ વિશેષ વ્યતિત થએલી હોવાથી તે સર્વ મુદ્દાઓને સંભાળથી ઓશીકા નીચે મૂકી નિદ્રાદેવીના ખોળામાં પડયો: સ્હવારમાં

ચાહપાનાદિથી પરવારતાંજ તેણે બ્હાર જવાનાં કપડાં પ્હેર્યાં, અને પેલો ફોટો કેમેરામાંથી ખેંચી કા'ડયો. કોકિલાગૌરીના મ્હેલભણી હવે તેણે પગલાં ભર્યાં. રસ્તામાં તે ફોટાને ધારી ધારીને જોતો હતો, પરંતુ કોણ છે ? તે કળી શકતો ન હતો. દેવેન્દ્રે કોકિલાના દિવાન-ખાનામાં પગ મૂકયો, તે વેળા કોકિલા પોતાના ભાઇ કુંજવિહારીની સાથે કંઇક ખાનગી વાત કરતી હતી.

"પધારો દેવેન્દ્રબાબુ ! આજ કંઇ અત્યારમાં આ તરફ ?" કોકિલાએ હાવકે મ્હોડે પુછ્યું.

"એક અગત્યની બાતમી મેળવવા" કહી દેવેન્દ્રે બેઉ ભાઇબ્હેનને પેલો ફોટો બતાવ્યો.

"આ..." એક ધીમા ચિચિયારો કોકિલાના મુખમાંથી નીકળી ગઇ કુંજ પણ ધોળી પૂણી જેવો થઇ ગયો.

"આ ફોટાવાળા માણસને તમે ઓળખો છો ?" દેવેન્દ્રે હવે અધિરાઇથી પૂછી નાખ્યું.

"એજ મનમોહનરાય." કુંજ તરતજ બોલી પડયો, અને હર્ષ-ઘેલો દેવેન્દ્ર તે પછી તરતજ મનમોહનને ત્યાં જવા ઉપડયો. તે જ્યારે મનમોહનને ત્યાં આવ્યો, ત્યારે તેણે મેના ને મધુરીને રડતી જોઇ દેવેન્દ્રે તેમને આ બાબતનું કારણ પૂછતાં તેમણે એક લાસ પ્રતિ આંગળી બતાવી. દેવેન્દ્ર છેક પાસે ગયો. ઢાંકેલું કપડું ઉઘાડતાંજ એક છલંગ મારી તે ચાર હાથ દૂર ખસી ગયો. તે કોનું શબ હતું ? કાલરાત્રેજ મનમોહનને ઘેર જે તેની વૃદ્ધ માતાને દેવેન્દ્રે જોઇ હતી તેનું.'

" જો તમારે ખૂનીને પકડવો હોય તો રડતાં રહી જઇ આ કેમ બન્યું, તે મને કહો ? "

"કાલ રાત્રે તમે ગયા પછી મહેન્દ્રકુમાર મનમોહનની સાથે અહીં આવ્યા હતા. મહેન્દ્રને તરતજ પાછું ફરવાનું હોવાથી તેઓ એમના પત્ની સરોજનીને લઇ તરતજ મધુપુરી ચાલ્યા ગયા. પછી અત્રે બધા સુઇ ગયા. આજે સ્હવારે અમે મા-દીકરી ઉઠયાં, ત્યારે આ એમની માતાની લાસ સિવાય બીજુ કંઇ નજરે પડયું નહિ." મધુરીએ જાણતી હતી તેટલી બીના જણાવી.

"અને મનમોહન કયાં? "

" તેની અમને ખબરજ નથી. હું ધારૂં છું કે એમને આ ખૂનની ખબર અમારાથી વહેલી પહેલી હોવી જોઇએ. અને તેમની તપાસમાંજ એ ચાલ્યા ગયા હશે."

બાપડો દેવેન્દ્ર આ બધું શું થાય છે ? તે સમજી શકયો નહિ. એક એક શોધ કરવા જતાં એક એક ભેદનું પડ વધારે ચઢયું જતું હતું. આખરે દેવેન્દ્ર જવાને ઉભો થયો. એટલે રડતી મધુરીએ તેને પૂછયું."

"કેમ ? આવ્યા કેમ ! ને જાવ છો કેમ ?"

"ત્યારે શું કરૂં ? આવ્યો તો હતો એક વાતની બાતમી મેળ-વવા, પરન્તુ જયાં તમેજ આ બીજા દુ:ખમા પડેલાં છો ત્યાં શું પૂછું. ?"

"દેવેન્દ્ર ! હવે થયું ન થયું થનાર નથા. આપ શું પૂછવા આવ્યા હતા ?"

"એજ કે તમે મનમોહનને તો બરાબર ઓળખો છો નં ?"

"કેમ નહિ ? આટલો વખત સાથે રહ્યા પછી ન ઓળખીએ એમ બને ખરૂં કે ?"

"તમારી પાસે એમની એકાદ છબી છે ખરી ?"

"નહિ. મનમોહનરાય કે'તા હતા કે તેઓને છબી પડાવવાનો શોખજ નથી."

"વારૂં ! ત્યારે આ છબી કો'ના છે, તે તમે કહી શકશો ? જુઓ." કહી દેવેન્દ્રે પેલી કેમેરાથી ખેંચી લીધેલી છબી મધુરી અને મેનાની આંખ આગળ ધરી. જેને જોતાજ બેઉ મા-દીકરી એકી સાથે બોલી પડયા.

"કોણુ ? દમનકાન્ત ?"

"દમકાન્ત ?" ડિટેકટીવ દેવેન્દ્ર પણ આશ્ચર્ય પામતો બોલી ઉઠયો.

"હા !" મેના હવે બોલી. "અમારા પર જુલમોના વરસાદ વરસાવનાર એ પાપીને અમે સારી રીતે પિછાનીએ છીએ."

"પરન્તુ તમે ભૂલો છો. બરાબર જુઓ. આ દમનકાન્ત નહિ પરન્તુ મનમોહનરાય જાતેજ છે." દેવેન્દ્રે હવે પોતાની મેળવેલી બાતમી પર ભાર મૂકયો.

"નહિ તમે ભૂલો છો....આ મનમોહન નહિ પરન્તુ તે પાપી દમનકાન્તજ છે." મધુરીએ રડવાનું ભૂલી જઇ જુસ્સાપૂર્વક ખાત્રી આપી.

ભેદી ભૂલભૂલામણીમાં ગુંચવાયલા દેવેન્દ્રને આ શી આંટીઘુંટી છે તે સમજાયું નહિ. આ ઇંદ્રજાળનો ભેદ તે હજુ શોધી શકયો નહિ. તેને એમજ થયું કે એકજ વ્યક્તિના ફોટાને એક જણુ જ્યારે

મનમોહનથી ઓળખાવે છે, ત્યારે બીજાં દમનકાન્તથી ઓળખાવે છે. ત્યારે મા'રે આમાં શું સમજવું? આ ફોટો કોનો? દમનકાન્તનો કે મનમોહનનો? બસ! અને એ વાતનો નિકાલ લાવવાને મારે જાતેજ એક વખત મનમોહનને જોવા જોઇએ. પરન્તુ એ કયાં હશે? કદાચ મધુપુરી તો નહિ ગયો હોય? લાવ ત્યાંજ જઇ તપાસ કરૂં? મળે તો ઠીક છે, નહિ તો પછી એના મિત્ર મહેન્દ્રને મળી આ છબી બતાવું. જોઉં તે શું જવાબ આપે છે? અને આટલું મનમાં નક્કી કરી તે સ્ટેશન તરફ જવા ઉતાવળે પગલે દોડવા માંડયો. ત્યાં રસ્તામાંજ તેને વકીલ મી. સુરેન્દ્રનાથનો ભેટો થયો.

"લ્યો ઠીક થયું મી. સુરેન્દ્રનાથ! તમે અણીને વખતે મળ્યા. મા'રે તમને એક વાત પૂછવી છે. ?" દેવેન્દ્રે કહ્યું.

"ભલે! પૂછો."

"તમે આમ ગાભરા ગાભરા કેમ જણાવ છો? શું કંઇ છે?"

"હા મનમોહન પોતાની માતાનું ખૂન કરી ન્હાસી ગયો એ વાતની ખબર મ્હને પડી છે."

"તમને? સુરેન્દ્ર! તમે કયાંથી જાણ્યું?"

"તમને મ્હેં ન્હોતું કહ્યું કે હુંયે આ વાતમાં રસ લઉં છું."

"પરન્તુ મનમોહનજ ખૂની છે? એ તમે શું જાણો?"

"કાલ રાત્રે મ્હેં એને નદી કિનારે ફરતો જોયો હતો. અને તે પછી હું એની પાછળ પડયો. મ્હને ભૂલથાપ ખવડાવી ટ્રેનમાં બેસી એ ન્હાસી ગયો. પરન્તુ ખબર કા'ડતાંજ મ્હને માલમ પડયું છે કે એણે મધુપુરીની ટીકીટ લીધી હતી. વળી હમણાંજ મ્હને મનમો-

હનને ઘેર ખબર કાંઢતાંજ મધુરી મારફત મનમોહનની માતાનું ખૂન થયેલું જણાવવામાં આવ્યું. શું આટલી વાત જાણ્યા પછી તમે એમ ન ધારી શકો કે એ ખૂની મનમોહનજ હોવો જોઇએ?"

" શી રીતે ? "

" ઘરમાંથી મોડી રાતના ખૂન કરીનેજ એ ન્હાસી ગયો હતો."

"ત્યારે તો બરાબર છે." બોલતાંજ દેવેન્દ્ર ઉછળ્યો. તમારી ને મારી વાત અક્ષરે અક્ષર મળતી આવે છે. જુઓ! જે માણસને કાલ રાત્રે તમે જોયો હતો, તેજ મને પણ મળ્યો હતો. અને મ્હેં તેની છબી પણ ખેંચી લીધી હતી. પરન્તુ આ કર્ણાવતીથી હું અજાણ્યો હોવાથી એ કોણ છે? તે હું પારખી શકયો નહી. ફોટો નહિ આપવા બદલ તેણે મ્હને નદીમાં ફેંકી દીધો હતો. પરન્તુ ઇશ્વર કૃપાએ હજુ દેવેન્દ્ર ને તે ફોટો બેઉ સહીસલામત છે. જરૂર એ મનમોહનજ હોવો જોઇએ. ઘેરથી ખૂન કરીનેજ તે નિકળેલો હશે અને મ્હને નદીમાં ફેંકી દીધા પછીજ એને મધુપુરી નાસી જતો તમે જોયો હશે. જુઓ આ રહ્યો એનો ફોટો ? કેમ એજ કે?"

'એજ મનમોહન!" સુરેન્દ્ર ફોટો જોતાંજ બોલી ઉઠયો.

"બસ' ત્યારે કોકિલા ને કુંજ ફોટો પારખવામાં સાચા છે. હાં! પણ સુરેન્દ્રનાથ ત્યારે મેના ને મધુરી તો આ ફોટાને દમનકાન્ત જણાવે છે, એનું શું કારણ ? "

"મનમોહનને બચાવવા! મી. દેવેન્દ્ર એટલુંયે ન સમજી શકયા? દમન આજ કેટલો વખત થયા અહીં છેજ કયાં ? એતો કોકિલા ગૌરીની રજા લઇ આજ બે દિવસ થયા બ્હારગામ ગયો છે. દમન પર આરોપ ઢોળી દઇ મનમોહનને બચાવી લેવા તેઓ

જૂઠું બોલે છે. પરન્તુ તેમને ક્યાં ખબર છે કે આ સુરેન્દ્ર એમના ભેદથી વાકેફગાર છે."

"પરન્તુ મનમોહન એની માતાનું ખૂન કરે એમાં એને શું લાભ? તે નથી સમજાતું?"

"એનું કારણ જાણવું રહેલ છે, મનમોહનની માતા મનમોહન ખૂની છે, તે જાણતી હોવી જોઇએ. અને એ વાત કદાચ તે આપણા જેવાને મ્હોડે કહી દે એ ધાસ્તીથી એણે એ ઘરડા કાંટાને રસ્તામાંથી સાફ કરેલો છે. કેમ ખરૂં ને?"

"બરાબર છે. મી. સુરેન્દ્ર આપની તર્કશક્તિ પણ અસાધારણ છે હોં! પરન્તુ ત્યારે એને મેના ને મધુરીની ધાસ્તી નહિ લાગે?" દેવેન્દ્રે નવોજ પ્રશ્ન ઉપસ્થિત કર્યો.

"ના! કારણ મધુરીનો વિચાર મનમોહનને પોતાનો ભવિષ્યમાં જમાઇ કરવાનો છે. અને મેના પોતાના ભવિષ્યના થનાર ભરથારનું હિત જાળવવા વાત ન ફોડે એ બનવા જોગ છે. પરન્તુ પાલક માતા હવે ઘરડે ઘડપણ શા માટે જૂઠું બોલી પોતાના દીકરાની આવી ખૂની વૃત્તિ દાબી રાખે?"

" વારૂં ત્યારે હવે હું મનમોહનને પકડવા મધુપુરી જાઉં છું."

" હા, અને હું પણ જો બનશે તો નવીનતા મળે કે તે જણાવવા આપની તરફ આવીશ."

" તમે વકીલાત છોડી આમાં બહુ રસ લો છો? નહિ વારૂ?"

" હા...જી. "

" તમે મને પુષ્કળ મદદ કરો છો, મી. સુરેન્દ્ર! અને તમારી એ મદદનો બદલો તમને અવશ્ય મળશે. "

આટલી વાત પછી બેઉ છૂટા પડયા. દેવેન્દ્રના મનમાં તો એજ ચટપટી થઇ રહી, કે ત્યારે આ છબીવાળો ખરે "મનમોહનજ હશે ? અને જો હોય તો જરૂર કનકકાન્તના ખૂનની વાત બાજુએ મૂકતાં પણ એની માતાના ખૂનને માટે એ જરૂર જવાબદાર છે. અને તેને માટે જરૂર એને પકડવોજ જોઇએ."

# પ્રકરણ ૯ મું.



## "ખૂની ગિરફતાર."

લુચ્ચો છૂટી જાય ને, સાચો જુઓ ઝલાય !
પ્રશ્ન પૂછું પરમેશ હે ! એ તે કયાંનો ન્યાય ?

દેવેન્દ્રને મધુપુરી આવ્યાને આજે બે દિવસ થયાં છતાં મહેન્દ્ર કે મનમોહન કોઇનો પત્તો નથી. શોધ કરતા કરતાં દેવેન્દ્ર એક દેવ-મંદિર આગળથી પસાર થતો હતો, ત્યાં તેણે એક ઓળખીતી યુવતિને જોશભેર પગ ઉપાડતી જોઇ. દેવેન્દ્ર દોડયો. તેણે એ રમણીને ઓળખી. તેના જવાના માર્ગની વચ્ચે આવી તેણે સવિનય કહ્યું.

"જરા થોભો !"

એક અણજાણી પુરૂષ વ્યકિતને પોતાના માગમાં ઉભેલી જોઇ તે રમણીએ ઉંચું જોયું. તેણે દેવેન્દ્રને ઓળખ્યો. ત્યાંતો દેવેન્દ્રે ફરી કહ્યું.

"જો હું ભૂલતો નહિ હોઉં તો આપજ સરોજની ને ?"

"હા !" એક શરમાતો જવાબ મળ્યો.

"આપની સાથે મારે થોડી વાત કરવી છે."

"અહિં નહીં, ઘેર ચાલો." કે'તાંજ તે રમણી આગળ વધી. આગળ તે અને પાછળ દેવેન્દ્ર એમ બેઉ જણ એક સાધારણ જણાતા મકાન આગળ આવ્યા. રમણીએ મકાન ખોલ્યું. બેઉ અંદર ગયાં. મકાનમાં સાધારણ ફરનીચર અને જૂજ વસ્તુઓ પડી હતી. એક ખુરસી બતાવતાં સરોજનીએ દેવેન્દ્રને કહ્યું.

"આવો બેસો."

દેવેન્દ્ર બેઠો. સા'મેની ખુરસી પર અર્ધોઅર્ધ મ્હોડા પર ઘુમટો ખેંચી સરોજની બેઠી. પછી તે બોલી.

"પૂછો ! દેવેન્દ્ર ! તમારે શું પુછવું છે ? કહો અહીં તમારૂં આવવું કેમ થયું ?"

"તમને કર્ણાવતીની કંઇ ખબર નથી ?"

"ના થોડીઘણી છે."

"મનમોહનરાય અહીં આવ્યા હતા ?"

"હા !"

"ક્યારે ?"

"પરમ દિવસે."

"હાલમાં કેમ કોઇ જણાતું નથી ? આપના પતિ મહેન્દ્ર ક્યાં છે ?"

"મનમોહનની સાથે ગયા છે."

"ક્યારે ?"

"ગઇ કાલેજ."

"ક્યાં ?"

"મનમોહનની માતાના ખુનીને શોધવા !"

"ખરેખર !"

"હા !"

"ત્યારે શું મનમોહનેજ એની માતાનું ખૂન કર્યું છે, એ મારી શોધ ખોટી ?"

"મનમોહન ખુની ?"

"હા !"

"એનેજ નહિ !"

"તો જુઓ આ રહ્યો એ ખૂનીનો ફોટો ! તમે તો તમારા પતિના પરિચિત એ મિત્રને સારી રીતે પિછાનતા હશો ? એના ઉપર વોરંટ છે." કહી દેવેન્દ્રે પેલી છબી સરોજનીના ખોળામાં ફેંકી.

સરોજનીએ છબી બરાબર જોઇ. તે પછી જાણે ઘણાજ વિચારમાં પડી હોય તેમ ડોળ કરવા માંડયો. દેવેન્દ્ર આ જાણતાંજ બોલ્યો.

"કેમ ? શું જોઇ રહ્યા છો ? એ મનમોહનનીજ છબી છે ને ?"

"ના–પરન્તુ ખરેખર શું આ માણસ પર વોરંટ છે ?"

"હા."

"ત્યારે તો એ કોણ છે તે હું તમને નહિ બતાવી શકું."

"સરોજની! તમે સમજુ થઇને આ શું બોલો છો ? જાવ તમને હું વચન આપું છું કે ગુન્હો સાબીત થયા સિવાય હું એને કોઇ પણ જાતની ઇજા નહિ આવવા દઉં !"

"એ મનમોહન નથી."

"ત્યારે ?"

"મારા...પતિ...!"

"કોણ ? મહેન્દ્ર ?"

"હા !"

"હું આ શું સાંભળું છું ? એકજ છબી ! ને નામ ત્રણ ! મનમોહન, દમનકાન્ત ! અને મહેન્દ્ર ! મારે શું સમજવું ?"

"તે તમે જાણો !"

"તમે સાચું કહો છો?"

"હા !"

અને પછી દેવેન્દ્ર ગયો. દેવેન્દ્રના ગયા પછી સરોજનીથી હસવું ન રોકાયું. "દેવેન્દ્ર ! આ સરોજનીને તું હજુ પણ નહિ ઓળખી શક્યો ? બરાબર છે. તારૂં અનુમાન સત્ય છે. છબી તો દમનકાન્ત-નીજ છે, હતાં હાલમાં મહેન્દ્ર...મારા...પતિ પકડાય અને દમન છૂટો રહે એમાંજ મઝા છે." અને તે પછી સરોજની હસતી હસતી અંદરના ભાગમાં ચાલી ગઇ.

જેમ જેમ દેવેન્દ્ર ભેદને ઉકેલવા મથતો હતો, તેમ તેમ ભેદનું કોકડું વધારેને વધારે ધાડું ગુંચાતું હતું. હવે દેવેન્દ્રની ધીરજ કાબુમાં ન રહી. અટપટા ભેદની ઉકેલણી આજે ગમે તે પ્રકારે કરવીજ એવો તેણે નિશ્ચય કર્યો. સ્ટેશન પર આવીને તેણે કર્ણાવતીની ટીકીટ કરાવી. મહેન્દ્ર ને મનમોહન કર્ણાવતીમાંજ હોવા જોઇએ એ ધારણાથી ત્યાં તેમાંના એકાદને પકડી ખરી બાતમી મેળવવાના હવાઇ વિચા-રમાં તે ગાડીની રાહ જોતો ઉભો. એકવાર તેને વિચાર થયો કે લાન્નને મારે દમનને શોધી મળું ? પરન્તુ પછી તરતજ તે માંડી વાળ્યું.

લગભગ અર્ધો કલાકે ગાડી આવી. દેવેન્દ્ર ગાડીની અંદર ગોઠવાયો. તે અત્યારે કર્ણાવતીનાજ સ્વપ્ના અનુભવતો હતો. એટલામાં તેની નજર ન્યુસપેપર વાંચતાં એક યુવક પર પડી. જાણે ચ્હેરો કોઇક વખત જોયેલો ન હોય! તેમ દેવેન્દ્ર તેના તરફ ટીકી ટીકીને જોવા લાગ્યો. એટલામાં ટીકીટ તપાસનાર આવ્યો. પેલા યુવક પાસે ટીકીટ ના નિકળતાંજ રકઝક થઇ. ટીકીટ માસ્તરે "નામ લખાવો" પૂછતાંજ તેણે પોતાનું નામ "મહેન્દ્રકુમાર" છે એમ જણાવ્યું.

"તમે કયાંથી બેઠા છો ?" ટીકીટ માસ્તરે પૂછ્યું.

"મધુપુરીથી."

"ક્યાં જવાના છો ?"

"કર્ણાવતી."

અને આ સઘળી વાત કે જે ડિટેકટીવ દેવેન્દ્ર કાળજીપૂર્વક સાંભળી રહ્યો હતો, તે "મહેન્દ્ર, મધુપુરી ને કર્ણાવતી." આ ત્રણ શબ્દો સાંભળતાંજ ત્યાં ધસી આવ્યો. તેને લાગ્યું કે મહેન્દ્ર પણ મનમોહનની સાથે ગઇ કાલને ગયો છે, કહી સરોજનીએ તેને છેતર્યો છે. (કારણ ? ધણીને બચાવવા.)

"ટીકીટ માસ્તર! જરા સબૂર કરો...મ્હારે આ મિસ્ટરને જરા બેએક વાતનો ખુલાસો પૂછવો છે." દેવેન્દ્રે કહ્યું.

"તમે કોણ છો ? વચ્ચેથી આઘા જાવ." ટિકિટ માસ્તરે પોતાની મહાભારત સત્તાનો સુસવાટો બતાવ્યો.

"હું કોણ છું ? તો જુઓ !" કહેતાંજ દેવેન્દ્રે પોતાનો સરકારી ડિટેકટીવનો બાંદ બતાવ્યો. ટિકિટ માસ્તર દેવેન્દ્રનું નામ વાંચતાંજ આઘો ખસી ગયો. ત્યાં દેવેન્દ્રે મહેન્દ્રને સવાલ કર્યો.

"મનમોહનના મિત્ર મહેન્દ્ર તે આપજ કે ?"

"જી હા–"

"મનમોહન ક્યાં છે ?"

"તેની મને ખબર નથી."

"વારૂં, ત્યારે આ છબી કોની છે ? તમે એને ઓળખો છો ?"

"નહિ. મારી ઓળખાણમાં એ નથી." મહેન્દ્રે છબી જોઇ કહ્યું.

"ક્યાથી હોય ? કંઇ નહિ ખબર પડશે." દેવેન્દ્ર મનમાંને મનમાંજ બોલ્યો.

"ત્યારે તમે ક્યાં જાવ છો ?"

"કર્ણાવતી."

"શું કામ ?"

"તે તમારે જાણવાની જરૂર ? તમે મ્હને એ બધા સવાલો પૂછનાર કોણ ?"

"હું ડિ. દેવેન્દ્ર ! તમે ખૂની મનમોહનના મળતીયા છો."

"નહિ."

"મનમોહન પર ખૂનનો આરોપ છે."

"હશે ! ધારો કે તમને મનમોહન મળે તો તમે તેને ઓળખી શકો ખરા કે ?" મહેન્દ્રે શંકા રજુ કરી.

"કેમ નહિ ! જો કે મેં તેને નજરે તો જોયો નથી. છતાં આ ફોટા પર મ્હને શ્રદ્ધા છે. એજ મનમોહન હોવો જોઇએ."

"તો લ્યો ! વધારે વાર આપને ભેદમાં નહિ રાખતાં ડિટેક્ટીવ સાહેબ, હુંજ આપને એક ભેદ ખોલી બતાવું છું કે; મહેન્દ્ર તેજ મનમોહન છે. લ્યો કરો જોઉં મને ખૂની તરીકે ગીરફતાર ?" આટલા

શબ્દો બોલતાંજ મહેન્દ્રે પાટલુન હેટ તથા ઓવરકોટને પાણીચું પકડાવ્યું. બનાવટી મુછો ને ચશ્મા તેણે બાજુએ મૂક્યા. હવે તે એક ધોતીયું ને પ્હેરણુ પ્હેરેલો ફાંકડો વીસ વરસનો હિન્દી યુવાન લાગતો હતો. દેવેન્દ્ર તો બે ઘડી જોઇજ રહ્યો કે આ કોણ? મનમોહન?" ત્યારે શું મહેન્દ્ર તેજ મનમોહન ?"

"હા! દેવેન્દ્ર બાબુ આટલા વરસના ડિટેકટીવની નોકરી પર પાણી મૂક્યું. એક ખુની નથી પકડાતો એ શર્મની વાત છે."

"ખુની તુંજ છે." દેવેન્દ્રે હવે ગજવામાંથી પિસ્તોલ કાઢી જવાબ આપ્યો.

"તો પછી આ આપના હાથમાંહેની છબી મા'રી નથી એતો ચોક્કસજને ?"

"હા!"

"ત્યારે શા આધાર પર મ્હને ખુંની ઠરાવો છો?"

"તે ન્યાયાસન આગળ રજુ કરીશ."

"પુરાવા સાથે કે ?"

"હા!"

"જો જો છૂ જાય નહિ તે સંભાળ રાખજો."

"સારૂ!" અને તે પછી મનમોહનની સામે દેવેન્દ્ર ખુલ્લી પિસ્તોલ લઇ પ્હેરો ભરતો કર્ણાવતીના સ્ટેશનની વાટ જોતો બેઠો. ટિકિટ માસ્તર પણ આ ધાંધલ જોઇ છ પાંચ અગીયારા ગણી ગયો. અજાયબીની વાત તો એ હતી કે મનમોહન પોતાની જાતેજ પોતે પકડાયો હતો. તે ઉપરાંત અત્યારે તે હસીખુશીને દેવેન્દ્રની સાથે ગપ્પા મારતો હતો.

વ્હાલા વાંચકો ! દેવેન્દ્ર તો મનમાં એમજ ખાંડ ખાતો હશે કે આજે ઘણે દિવસે મેં શોધીને કીધો છે ખૂનીને ગિરફતાર ! નહિ વારૂ ?



# પ્રકરણ ૧૦ મું.



## "શિકાર-છટકયો."

ડિટેકટીવ દેવેન્દ્રની આંખે નાખી ધૂળ,
શિકાર-છટકયો સહેજમાં દૈવ જયાંછ અનુકુળ.

વાંચક વીરા ! દેવેન્દ્ર ને મહેન્દ્ર ઉર્ફે મનમોહનરાય ગાડીમાં બેઠા બેઠા શું ગપ્પા મારતાં હતાં, તે હવે આપણે તપાસીએ. દેવેન્દ્રે મનમોહનને ગાડી ઉપડતાં લાગલોજ પ્રશ્ન કર્યો ?

"ત્યારે મનમોહન? મધુપુરીમાં મહેન્દ્રની પત્ની તરીકે ઓળખાવનાર રમણી સરોજની કોણ ?"

"સરોજની ? મ્હેં તો નામજ તમારે મોઢે સાંભળ્યું. કોણ જાણે હશે કોકની બાયડી ! જો જો કોઇ પારકી બાયડીને મારી નહિ ઠોકી બેસાડતા. એકતો ઘેર છે, ને વળી એ બીજીને કયાં સંઘરૂં ?"

"ત્યારે શું સરોજનીને તું નથી ઓળખતો ?"

"રામરામ કરો !"

"ત્યારે તે મ્હને ક્યાંથી ઓળખે? તેતો પોતાને મહેન્દ્રની પત્ની તરીકે ઓળખાવે છે."

"કોઇ બીજો મહેન્દ્ર હશે!"

"નહિ! તારોજ મિત્ર!"

"મ્હને મહેન્દ્ર નામનો કોઇ મિત્રજ નથી."

"તો પછી આ બધો ગોટાળો શું?"

"ભગવાન જાણે!"

"વારૂ ત્યારે તારી માતાનું ખૂન કોણે કર્યું? તે તું જાણે છે? યારૂ?"

"હા! હું અને તમે બંને."

"હું તો નથી જાણતો."

"ખૂનીની છબી તમારા હાથમાંજ છે."

"તેનું નામ?"

"દમનકાન્ત!"

"શું દમન ખુની?"

"હા!"

દેવેન્દ્ર ગુંચવાડામાં પડયો. "આ બધું શું થઇ રહ્યું છે? તે સમજાતુંજ નથી."

"સરખાવોને! છબી તો મ્હને મળતી નથી આવતી."

"તારી વાત તો ખરી છે. મધુરી અને મેનાએ પણ આ છબીને દમનકાન્તને નામેજ ઓળખાવી હતી."

"તેમાં ખોટું શું છે? સૌ કોઇ જોઇ શકે છે."

"પણ......"

અને, આ વાત વધુ લંબાય ત્યાં તો કર્ણાવતીનું સ્ટેશન આવ્યું. દેવેન્દ્રે પિસ્તોલને બરાબર પકડી મનમોહન ઉર્ફે મહેન્દ્રને આગળ ચાલવા કહ્યું. ત્યાં દેવેન્દ્રની નજર આઘે ઉભેલી એક વ્યક્તિ પર પડી. "મી૦ સુરેન્દ્ર !" કહી દેવેન્દ્રે બૂમ મારી. દેવેન્દ્રને જોતાંજ વકીલ સુરેન્દ્રનાથ દેવેન્દ્રની પાસે દોડી આવ્યો.

"કેમ ?"

"ખૂની પકડાયો છે."

"કોણ ?"

"મનમોહન."

"હેં ! ક્યાં છે ?"

"આ રહ્યો."

પાસે ઉભેલા મનમોહનને જોતાંજ સુરેન્દ્રનું મોઢું ઉતરી ગયું. છતાં ઉપર ઉપરથી જાણે ખુશાલી દર્શાવતો હોય તેમ તેણે દેવેન્દ્રની પીઠ ઠોકી.

"શાબાશ ! દેવેન્દ્રનાથ આખરે ખૂની પકડાયો ખરો ! હોં !"

"બરાબર !" હવે મનમોહન વચ્ચે બૂરાયો."

"કેમ મનમોહનરાય ! હવે જેલની હવા ખાવી છે ને ?" સુરેન્દ્રે મશ્કરીમાં ટોણો માર્યો.

"જેલની હવા મનમોહન કરતાં દમનકાન્તને વધારે માફક આવશે." મનમોહને ભેદ ફોડવા માંડયો.

દમનકાન્તનું નામ સાંભળતાંજ સુરેન્દ્રના ટાંટીયા થરથરવા લાગ્યા. તેનું મ્હોં લેવાઇ ગયું. મનમોહન તે પામી ગયો. દેવેન્દ્રને વધુ સાબીતી આપવા તેણે આગળ ચલાવ્યું.

"કેમ છે ? મી૦ સુરેન્દ્રનાથ ? તબીયત તો મઝામાંને ?"

"તું એને ઓળખે છે ? મનમોહન ?" દેવેન્દ્રે પૂછ્યું.

"મારી માતાના ખૂનીને સૌ કોઇ ઓળખે." મનમોહને મમરો મૂકયો.

"શું તારી માતાનો ખૂની ? અને તે આ સુરેન્દ્રનાથ ?"

"જી હા, જરા ધીરા પડો અને સાંભળો."

"પરંતુ તું થોડીવાર પર તો એમ કે'તો હતો, કે તારી માતાનું ખૂન કરનાર દમનકાન્ત છે." દેવેન્દ્રે કહ્યું.

"અને તે પણ બરાબર છે, મારા મ્હેરબાન ! ડિટેકટીવ સાહેબ ! હજુ તમે હવા ખાવ છો. ડિટેકટીવ બન્યા છતાં તમારામાં દોઢ બદામની અક્કલ નથી. હવે જુઓ જરા મનમોહનની બુદ્ધિ." અને આમ કે'વાંજ સજ્જડ થઇ ગયેલા સુરેન્દ્રનાથ પર મનમોહન છલંગ મારી કુદયો. તેની ગલચી તેણે પકડી. બનાવટી વકીલનો ઝભ્ભો ને દાઢી મૂછ દૂર કર્યાં.

'દેવેન્દ્ર ! આ રહ્યો ખૂની ! સુરેન્દ્રનાથ તેજ તમારી સાથે મિત્રતા બાંધી તમને થાપ આપનાર મી. દમનકાન્ત. જોઇ લ્યો તમારી પાસેની છબી ! અને આ જીવતી જાગતી છબી.'' દેવેન્દ્ર શું જુએ ? શું બોલે ? તે તો અચંરતીમાંજ ડૂબી ગયો હતો. દાવ આવેલો જોઇ નજર ચુકાવી સુરેન્દ્ર ઉર્ફે દમન હવે દોડયો, ને તેને પકડવા મનમોહન પણ દેવેન્દ્રને બાજુએ મૂકી દોડયો. જતાં જતાં તે દેવેન્દ્ર સાંભળે તેમ બોલી ગયો કે "અફસોસ ! હાથમાં આવેલો......શિકાર છટકયો !"



# પ્રકરણ ૧૧ મું.



## " દેવી ને સરોજની. "

આ સૃષ્ટિમાં ચઢતા ખરેખર ! એકથી પણ એક છે,
શુરવીર ને રણધીરથી અદકા અનેકાનેક છે.
"હું એક છું ઉસ્તાદ" એવું અંતરે ધરવું નહિ,
"મારી બરાબર કોણ છે ?" એ વાક્ય ઉચરવું નહિ.

રાત્રિના દસ વાગ્યાનો શુમાર થએલો છે. મનમોહનને ઘેર મેના ને મધુરી બેઠાં બેઠાં મનમોહનની માતાના થયેલ ભેદભર્યાં ખૂનની વાત કરી રહ્યા હતાં. ત્યાં બારણું ઠોકાયું.

"કોણ ?" બારણું ઉઘાડવા આવતાંજ મેનાએ પ્રશ્ન કર્યો.

"એ તો હું સરોજની !" બ્હારથી જવાબ વળ્યો. અને તે પછી આપણી પૂર્વપરિચિત સરોજની ઘરમાં દાખલ થઇ. ચોમાસુ બેસવાનો સમય થઇ ચૂકેલો હોવાથી બ્હાર ઝીણા ઝીણા વરસાદના છાંટા પણ પડી રહ્યા હતાં. સરોજનીના આગમને કરી મેના ને મધુરી ખુશી થયા, અને તેઓ મોડી રાત્રી સુધી વાર્તાવિનોદ કરવામાં ગુંથાયાં.

ઘડીયાળમાં બરાબર બારના ટકોરા પડયા, પરન્તુ તેઓની રસભરી વાર્તાનો છેડો આવ્યોજ નહિ. મેના અને મધુરીએ છબી લઇ આવેલા દેવેન્દ્રને દમનકાન્ત નામ આપ્યું, અને સરોજનીએ તેને મહેન્દ્ર તરીકે ઓળખાવ્યો, એ વાતની વિનોદી ચર્ચા ચાલતી હતી,

એટલામાં વરસાદનું જોર વધ્યું. વરસાદથી બચવાને માટે રસ્તે જતી એક તરૂણ વયની સ્ત્રીએ આશ્રયસ્થાન માટે મનમોહનના દ્વાર ઠોક્યા.

"કોણ ?" મેનાએ અંદરથી પૂછ્યું.

"બારણું ઉઘાડો ! મારે કામ છે."

મેના અને સરોજનીની વાત અહીંથીજ અટકી. મેના બારણું ઉઘાડી ફાનસ લઇ બ્હાર આવી, તો વરસાદથી ભિંજાયલી એક ૩૦ થી ૩૫ વર્ષની રમણીને જોઇ.

"કેમ ? તમારે શું કામ છે ? તમે કોણ છો ?" મેનાએ મોડી રાતના એક અબળા જાતને જોઇ સ્વાભાવિક સંશયપૂર્વક સવાલ કર્યો.

"હું...મ્હને આજની રાત સુઇ રે'વા દેશો ?"

"પરન્તુ તમારૂં નામ ?"

"દેવી."

અને આ નામ સાંભળતાંજ સરોજની ટટાર થઇ ગઇ. જો કે મેના ને મધુરી આ નામથી અપરિચિત હતા, છતાં સરોજનીએ તે નામ સાંભળેલું હતું. હવે તે બ્હાર આવી.

"ખુશીથી પધારો."

"તમે એમને ઓળખો છો ?" મેનાએ સરોજનીને સવાલ કર્યો.

"હા ! ઉમરાવ કનકકાન્તને ખૂનની રાત્રે ઘર બ્હાર ન નિકળવા ચેતાવનાર એજ !"

"કેમ બ્હેન ખરૂં ને ?" પલળેલી દેવીને સરોજે પ્રશ્ન કર્યો.

દેવી તો આભીજ બની ગઇ. આ સરોજની આવી ખાનગી વાત ક્યાંથી જાણે ? તેની કંઇજ ગમ પડી નહિ. સરોજનીએ તો સર્વનેજ મ્હાત કરવા માંડ્યા.

"સરોજની બ્હેન ! તમે એ વાત શા પરથી જાણો ?"

"થોડીક અટકળથી ! અને થોડીક મ્હારા પતિ મહેન્દ્ર મારફત !"

"મહેન્દ્ર અને તે સરોજનીનો પતિ ! આ હું શું સાંભળું છું ?" દેવી સ્વગત ઉદ્દગારો કાઢવા લાગી. "ત્યારે બચ્ચા ! દેવેન્દ્ર ! શું મનમોહન તેજ મહેન્દ્ર છે એ વાત શું ખોટી ? અને જો એ વાત ખરી હોય તો પછી આ સરોજની કોણ ? મનમોહનની સ્ત્રી ? બનેજ નહિ ! પ્રભુ જાણે ! મને તો આમાં કંઇજ સમજ પડતી નથી." દેવી મનમાં બડબડી !

ચતુર વાંચક ! આટલા દેવીના શબ્દો પરથી તું કંઇ ભેદ સમજી શકે છે ? કે દેવી એ કોણ ?

"ત્યારે શું મહેન્દ્રના અર્ધાંગના તે તમેજ સરોજની બ્હેન ?" બાબુવારે બ્હીતાં બ્હીતાં દેવીએ સવાલ કર્યો.

"હા ! કેમ ? એમ કંઇ પૂછવું પડે છે ? કંઇ શંકા છે ?" સરોજની હસતી હસતી બોલી.

સરોજનીના પાત્રમાં કંઇક છુપો ભેદ છે, તે દેવી પૂરેપૂરી સમજી ગઇ. ક્યાં એક વખતની દેવેન્દ્રની લાજ કાઢનાર સરોજની ? અને ક્યાં આજે હસીખુશીને વાત કરનારી સરોજની ? પણ બને. કારણ દેવેન્દ્ર તો ગમે તેવોયે પુરૂષ હતો, અને દેવી તો એક અબળા જાતિને ? કેમ ? મનમોહન સાથે સરોજનીને સંબંધ હોય તોજ એ આવી બાબતો જાણી શકે એ દેવીના મગજમાં સારી રીતે ભરાઇ ગયું. તેને સરોજના પ્રશ્નનો પ્રત્યુત્તર આપવાનું ભાન સરખુંયે ન રહ્યું. એટલે ચતુર સરોજની મુંઝવણનું મૂળ પામી જઇ બોલી.

"હાં દેવી બ્હેન! આપ અત્યારે આમ એકાએક ક્યાંથી આવી ચઢ્યા ?"

"હું ડિટેક્ટીવ દેવેન્દ્રકુમારને શોધવા અહીં આવી હતી." દેવીએ જેમ તેમ બોલવા માંડ્યું.

"દેવેન્દ્રને ? આપને અને એને શું ?"

"એ...એ...મ્હારાં..." અને આટલું કે'તાંજ દેવી શરમાવા લાગી. તેનો અધૂરો બોલ સરોજની સમજી ગઇ. અને તેણે તરત પૂરતી કરી નાખી...

"ધણીઆણાં...કહી દોને ! કેમ ?"

"હાં !"

"હોય ! બા ! ડિટેક્ટીવ સાહેબના ! અર્ધાંગના છો ને ? એટલે એવાંજ હોય ને ?" સરોજનીએ દેવીને બનાવવા માંડી. "પણ ! આમ આપને કંઇ તસ્દી લેવી પડી, તે તો કહો ? તમનેયે જબરો શોખ છે હોં ? નહિ વારૂં ?" સરોજે ગમ્મતનો ઝરો આગળ ને આગળ વ્હેવડાવવો જારી રાખ્યો.

"પરંતુ એમને તમે જોયા છે કે નહિ ? તે કહોને ?" દેવી હવે આ બનાવગીરના પંઝામાંથી છુટવા બારી શોધવા લાગી.

"ના—બા. આપણે તો એ તમારા દેવ બેવને જોયાંજ નથી. હા—બા. હોં ! દેવી બ્હેન ! એ અહીં શું કામ આવે ?"

"તપાસ કરવા." દેવીએ ટુંકો ટચ્ચ ઉત્તર વાળ્યો.

"કોણ જાણે ? ત્યારે તો ? અલી ! મેના ! ત્હેં જોયા છે એમના વરને ? મારા જોવામાં તો નથી આવ્યા."

"ના—બા, હું તો કશુંય જાણતી નથી." ચતુર મેનાએ તો રોકડુંજ પરખાવ્યું.

"અરે ! જોયાં હોય તો કંઇ જુદું બોલવું છે ! દેવી બ્હેન ! તમારાસમ ! એ અહીંયા આવ્યાજ નથી." સરોજનીએ ડા'પણડાહી વાતો કરવા માંડી.

"ત્યારે ક્યાં ગયા હશે ?" દેવીએ ઉઠવાનો ડોળ કરી છટકવાનું બારૂં ખોળવા માંડયું.

"ક્યાં જાવ છો ? આવી અંધારી રાતે. બેસો ! આવશેજ તો ! નથી તમને મુકીને ન્હાસી જવાના સમજ્યા ? ઘરમાં બ્હીક લાગે છે કે શોધવા નીકળ્યા ? ધન્ય છે તમારી છાતીએ પણ ! હોં દેવી બ્હેન !" સરોજનીએ દેવીને ખૂબ બનાવવા માંડી.

"ના–ત્યારે હવે તો હું જઇશજ. મ્હારે એમનું ખાસ કામ છે."

"ખાસ–ખાનગી?" મેનાએ જરા આ બે શબ્દો પર ભાર મૂક્યો.

"હોય ! ધણીધણીયાણીના કામ જાણીને ત્હારે કંઇ કામ છે ?" સરોજનીએ મમરો મૂક્યો.

"નારે ! એ તો હું જરા અમસ્તી !" મેના હવે છૂટી પડી.

"ના–ના–પરન્તુ મને કોઇએ ચોકકસ બાતમી આપી છે." દેવીએ કહ્યું.

"શાની ?"

"કે એ અહીંજ આવેલા છે."

"હશે ત્યારે હવે ! કદાચ આટલામાં હોયે ખરા ! કે'વાય નહિ. હા ! પણ તેમાં તમારે શું છે ? તે તો બોલો !"

"મારે એમને એક અગત્યની બાતમી આપવાની છે."

"શું વારૂ ?"

"એક નિર્દોષને બચાવવા."

"અને તે ?"

"મનમોહન નિર્દોષ છે."

"ખરેખર !"

"હા !"

"પણ દેવીબ્હેન ! તમને એ કોણે કહ્યું ?"

"અત્યારેજ બાતમી મળી !"

"પણ દેવેન્દ્ર તો એ વાત કાલનાજ જાણે છે ! એમાં તમે નવું શું કે'વાના હતા ?"

"જાણે છે ? ક્યારના ?"

"કાલનાજ."

"ત્યારે તો મ્હારા કરતાં એમને આગળથીજ ખબર પડેલી હોવી જોઇએ."

"હશે ! પણ વારૂ ! દેવેન્દ્ર તમનેયે કલકત્તાથી અહીંયા સાથે લઇને આવ્યા છે કે ?"

"હા !"

"વારૂ ત્યારે દેવીબ્હેન ! હાલમાં તો જાવ ! પણ વળી કોઇ દિવસ વિચાર થાય ત્યારે મધુપુરીમાં આ સરોજનીને ઘેર પધારજો, જોજો ભૂલતા નહિ હોં ? લ્યો ! આ મારૂં ઠેકાણું !" કે'તાંજ સરોજનીએ પોતાની ચોળીના ગજવામાંથી એક છાપેલી કાપલી કાઢી દેવીના હાથમાં સરકાવી દીધી. જ્યાં ત્યાંથી અહીંથી છૂટવાની બારી ખોળતી દેવીએ તે જોવા વગરજ પોતાની ચોળીના ગજવામાં મૂકી, અને બ્હાર જવાને પગલા ભર્યાં. ત્યાં તો સરોજનો ફરી સાદ સંભળાયો.

"સ્હેજ થોભો ! મ્હારાં દેવી બ્હેન !"

"કેમ ?"

"અહીં આવો ! મ્હને તમારા પર બહુ દયા આવે છે તેથી..."

"શું ?"

"ત્યારે તમારે તમારા પતિ દેવના દર્શન જરૂર કરવાંજ છે ખરૂં ને વારૂ?"

"હા !" દેવીએ આશ્ચર્યની સાથે કહ્યું.

"ઓહો ! તો એમાં તે શી ભારે વાત છે ? લ્યોને હુંજ મેળવી આપું." મેના હવે વચ્ચે પૂરાઇ.

"તમે ?"

"હા ! કેમ ? એમાં શું નવાઇ છે ?"

"ખરેખર !"

"હા. હા."

"હેં સરોજની બ્હેન ! બોલાવી ! તમે. ને હવે કેમ કંઇ બોલતાં જ નથી ?" દેવી જાણે હવે પોતે સરોજનીને સાણસામાં ન લેતી હોય તેમ હરખાવા લાગી.

"મ્હને પૂછો છો ? હું ? હું શું બોલું ? દેવેન્દ્રબાબુ આ સરોજનીથી ક્યાં ઓછા પરિચિત છે ?"

"તમને ક્યાં ક્યાં મળ્યા છે વારૂ ?"

મેનાની આંખમાં હવે મોડી રાત થવાથી ઝોકાં આવવા લાગ્યાં. સરોજનીએ તેને સૂઇ જવાનું કહ્યું. તે પાછલા ખંડમાં જઇ પથારીમાં પડી. હવે બ્હારના ભાગમાં રહ્યા કેવળ બે જણ. અને તે સરોજની ને દેવી. દેવીના સવાલમાં સરોજનીએ આગળ ચલાવ્યું.

"જરા પાસે આવો. કાનમાં કહું."

અને દેવીએ સરોજનીના મ્હોં આગળ પોતાનો કાન ધર્યો.

"મધુપુરી."

જો આ વખતે દિવસ હોત તો દેવીના મ્હોડા પર આની શી અસર થઇ હતી, તે સ્પષ્ટ દેખાતે, પરન્તુ રાત્રિ હોવાથી તે ઢંકાઇ ગઇ.

"વારૂં ત્યારે દેવી બ્હેન! મ્હારી એક વાત સાંભળશો?"

"શું ?"

"જો જો! ખોટું ન લગાડશો! પણ દેવેન્દ્રકુમારમાં અક્કલનો છાંટો નથી કહું તો ચાલે."

"કેમ ?"

"મા'રા સાંભળવા પ્રમાણે તેમણે કાલે હાથમાં આવેલા શિકાર–ખૂની દમનને જતો કર્યો. કેમ તમારો શું મત છે?"

"કોણ જાણે બા! તમે જાણો! મ્હને એની શું ખબર?" દેવીએ વાત આટલેથીજ કાપી નાખી.

"તમે બધું જાણો છો! આવાં વેશ તે દેવીબ્હેન સરોજની આગળજ ભજવાય કે?"

"એટલે?" દેવીએ આશ્ચર્યતાની સાથે કહ્યું.

"એટલે એજ કે...અરે પણ લો તમે તો દેવેન્દ્રની તપાસ માટે આવ્યા છો! ખરૂંને? હું તો બધા એ વાતજ ભૂલી ગઇ. તમારે દેવેન્દ્રને મળવું છે ને?"

"હાસ્તો."

"ત્યારે આવો. મારા દેવી બ્હેન, હું તમને બતાવું! જોજો ડરશો નહિ હોં! દેવેન્દ્ર ઘણીવાર થયાં એમની મેળેજ આ મનમોહન-

રાયના ઘરમાં કેદી થયા છે."

"હું ?"

"હા ! તેમાં એટલું બધું બ્હીવાનું કંઇ કારણ નથી. જરા હિંમત રાખો...એ કંઇ ભૂત કે રાક્ષસ નથી. જ્યારે મનમોહનનું નામ સાંભળતાંજ આમ આટલાં ઢીલાં થઇ જાવ છો...ત્યારે ભવિષ્યમાં એને જોઇ શકશો! કેમ ?"

"ના, ના, હું કંઇ ડરતી નથી...એતો સ્હેજ."

"હા ! નહિતો પછી આમ ઢીલાં માણુસને ડિટેકટીવ જેવી જોખમભરેલી નોકરી સોંપવી એ સરકારની ભૂલ છે.

"ડિટેકટીવ? કોણુ ? સરોજની બ્હેન ! આ બધું તમે શું બોલો છો ?"

"તમે ! મારા દેવી બ્હેન ઉર્ફે દેવેન્દ્રબાબુ ! હવે વધારે ચાલાકી જવા દયો ! એ ભોળવાય કનકકાન્ત ! સમજ્યા ? સરોજની નહિ, હોં !" અને આટલું બોલતાંજ સરોજનીએ દેવીના વેશમાં આવેલા દેવેન્દ્રના માથા પરથી છેડો ખેંચી કા'ડયો.

"જોયાં આ રહ્યાં દેવેન્દ્ર ! મનમોહનના ઘરમાં કેદ ! કહો હવે એમને જે કંઇ કે'વું હોય તે ધરાઇને ! અમે તો હવે આ ચાલ્યાં." બિચારો દેવેન્દ્ર ખરેખર ભોંઠો પડી ગયો. સરોજની તો ખડખડ હસવા લાગી. "દેવેન્દ્ર બાબુ ! વરસ પાણીમાં ગુમાવ્યાં. એક અબળાએ તમને પકડી પાડયા. અરે ! બનાવ્યા કહું તો ચાલે."

બાપડો દેવેન્દ્ર શું બોલે ? તેની દશ વરસની નોકરી પર એક સામાન્ય અબળાએ પાણી ફેરવ્યું હતું. ભલભલા ખૂનના કેસમાં વિધવિધ વેશ પલટી ખૂનીઓને પકડનાર દેવેન્દ્ર આજે એક યુવતીના હાથે પરાજય પામ્યો હતો.

"કેમ દેવેન્દ્રબાબુ શું વિચારી રહ્યા છો?" સરોજનીએ પૂછ્યું.

"એજ કે દેવેન્દ્રને ઓળખી જનાર સુન્દરી તું આ કેસનો તમામ ભેદ જાણતી હોવી જોઇએ. સરોજની! હવે તો હદ થઇ. આ આંટીઘુંટીથી હું તો હવે હતાશ થઇ ગયો છું. ખરેખર તું જીતી છે, અને હું હાર્યો છું. હવે મ્હને ત્હારા ભેદથી વાકેફગાર કર. કહે તું મનમોહનને ઓળખે છે?"

"હા! દેવેન્દ્રબાબુ. આમ નિરાશ ન થાઓ...અને સાંભળો... દમનકાન્ત તેજ વકીલ સુરેન્દ્રનાથ ઉર્ફે કુંજવિહારી."

"હેં!"

"હા અને કુંજવિહારી તેજ મધુપુરીના ગર્ભશ્રીમંતનો ખુની શરદ્ચંદ્ર!"

"શું?"

"હજુ આગળ! કોકિલા તેજ શરદ્ચંદ્રના વેષધારી કુંજની બ્હેન સરસ્વતી."

દેવેન્દ્ર અને વાંચક વીરા! આટલા ભેદ સરોજનીને મ્હોડેથી બ્હાર પડયા પછી તમારા બેઉનું મ્હોડું કે'વું થાય?

"જે રાત્રે મનમોહનરાયની માતાનું ખુન થયું, તેજ રાત્રે મનમોહન ઘરમાં હતા. ખુની દમનકાન્તને તેમણે જોયો. તેઓ વચ્ચે ઝપાઝપી થઇ. તેમાં ખુની દમનનું ગજવું ફાટી ગયું. મનમોહનરાયના હાથમાં એક કાગળની કાપલી આવી. અને તેના ઉપર..."

"શું હતું?"

"દેરી તેજ ડિટેકટીવ દેવેન્દ્રનાથ."

"એમ?"

"હા ! અને એ કાપલી પરથીજ મનમોહને અટકળ કરી કે છાપામાં બ્હાર પડેલી યાદી જોતાં કનકકાન્તને ચેતાવનાર સ્ત્રી વ્યક્તિ એજ હોવી જોઇએ...નહિ વારૂ ?"

"હા...હુંજ દેવી રૂપે ત્યાં ગયો હતો...પરન્તુ કનકકાન્તને કાપલી આપતી વખત તો ત્યાં કોઇ ન્હોતું." દેવેન્દ્રે શંકા રજુ કરી.

"બરાબર છે ! પરન્તુ પાછળથી તમારી સાથે રહી વીલ કરનાર સુરેન્દ્રે ગમે તે ઉપાયે એ હાથ કરેલી હોવી જોઇએ."

"વારૂ ! પછી આગળ ચલાવો."

"અને પછી મનમોહન એ દમનકાન્તની પાછળ પડયો...પાપીએ મનમોહનને ભૂલમાં નાખવા મધુપુરીની ટીકીટ લીધી...અને મનમોહને પણ તે જોઇ મધુપુરીની ટીકીટ કરાવી. પરન્તુ મધુપુરી પહોંચ્યા પછી દમન કંઇ જણાયો નહિ."

"એ કયાં ગયો તે હું જાણું છું. મને એ મળ્યો હતો. મેં એનો ફોટો પાડી લીધો. તે લેવા અમારે તકરાર થઇ, અને એણે મને નદીમાં ફેંકી દીધો. પછી સવારમાં મને સુરેન્દ્ર મળ્યો....અને તેણે મને મનમોહન મધુપુરી ગયો છે એ વાત જણાવી."

"બરાબર છે...સુરેન્દ્ર ઉર્ફે દમને મનમોહનને મધુપુરીની ટીકીટ લેતો જોએલોજ હોવો જોઇએ. યાદ કરો તો જણાશે કે મનમોહનના ઘરમાંથી જે ભેદી ટપાલ તમને મળી હતી, જેના ચાર કટકા કરી બ્હાર ફેંકી દેવામાં આવ્યા હતા, અને તમે તે લઇ લીધા હતા. તે લખનાર પણ એજ દુષ્ટ દમન હતો. એનો ઇરાદો મનમોહનને ખૂની ઠેરવવાનો હતો."

"ત્યારે તમે એ ચાર કટકા લેતાં મ્હને જોયો હશે ?"

"ના !"

"ઠીક પછી આગળ ચલાવો."

"પછી સુરેન્દ્રના કે'વાથી ખાત્રી કરવા તમે ક્યાં ગયા?" સરોજનીએ પૂછ્યું.

"પ્રથમ તો મેં ફોટો કોકિલા અને કુંજને બતાવ્યો. તેણે તે મનમોહનજ છે એમ ખાત્રી આપી."

"હાસ્તો! બ્હેન ભાઇને બચાવે એ બનવા જોગ છે. અને કુંજ મનમોહનને શિર ઢોળે એ સ્વાભાવિક છે."

"પછી મેના ને મધુરીને બતાવવાં હું આ ઘેર આવ્યો. ત્યારે તેમણે મનમોહનની માતાનું ભેદભર્યું ખૂન ને મનમોહન ગૂમ થયાનું કહ્યું. ફોટો બતાવતાં તેમણે તે દમનકાન્તનો જાહેર કર્યો."

"પછી?"

"પછી મને સુરેન્દ્ર મળ્યો. તેણે મનમોહન માતાનું ખુન કરી મધુપુરી ન્હાસી ગયો એવી વાત કહી, અને ફોટો બતાવતાં તે મનમોહનજ છે એમ કહ્યું."

"હવે વાત મળતી આવે છે ને? દેવેન્દ્રબાબુ! જે કુંજે એક વાર મનમોહન કહેલું, તેણેજ સુરેન્દ્રના વશમાં વ્હેમને સજ્જડ કરવા ફરીથી એજ નામ કહ્યું."

"તમારી વાત બરાબર છે...હવે તમે આગળ કહો." દેવેન્દ્રે કહ્યું.

"હું? હાં! પછી મનમોહન મધુપુરી ગયો. ત્યાં તેને અચાનક દેવમંદિર આગળ દેવેન્દ્રનો ભેટો થયો.

"દેવેન્દ્રનો?"

"હા-હા, તમારો."

"કોની સાથે?"

"મનમોહન સાથે."

"નહિ. હું મધુપુરીમાં મનમોહનને મળ્યોજ નથી."

"તો આ સરોજનીને ?"

"હા હું તને તો મળ્યો હતો."

"ત્યારે મારા દેવેન્દ્રબાબુ...ત્યાર પછી શું બન્યું તે તો તમે બધું'ય જાણો છો."

"ના ના પણ પછી મનમોહન ક્યાં ગયો ?"

"મનમોહન તમને મહેન્દ્રના વેશમાં ગાડીમાં ન્હોતો મળ્યો ?"

"હા....પરન્તુ દમન એજ સુરેન્દ્ર છે, એમ બતાવ્યા પછી નહીને ?"

"પછી તેને તમે દેવીને વેશે શોધવા અહીં આવ્યા એમજ ને ? અને મનમોહનને સપડાવવા "મનમોહન ખૂની નથી" એમ કહી અમને પટાવવા માંડયા કેમ ?"

"સરોજની ! સરોજની ! હવે તુ મ્હને બહુ બનાવ નહિ ! તારી વાત બરાબર છે. હું મનમોહનનેજ પકડવા અહીં આવ્યો હતો."

"તો બેસો હવે નિરાંતે મળીનેજ જજો."

"ત્યારે શું એ અહીં આજે આવવાનો છે ?"

"ના આવેલોજ છે."

"ક્યાં છે ?"

"અહીંયાજ છે ! પણ દેવેન્દ્રબાબુ ! તમે એને કોઇ વેળા મળ્યાજ નથી શું ?"

"નહિ ! રે ! કેવળ એકજ વાર ! અને તે પણ ગાડીમાં અચાનક મહેન્દ્રના વેશમાં એ જાતેજ ખુલ્લો થયો ત્યારે."

"બાકી તમારી હોંશિયારીથી તો નહિજ ? એમજ ને ?"

દેવેન્દ્ર શું બોલે ? તે ઝંખવાણો પડી ગયો.

"તમે ભૂલો છો ! દેવેન્દ્રબાબુ !" સરોજનીએ કહ્યું..."આ કેવી વિચિત્ર વાત કે મનમોહન તમને કેટલીયે વાર મળ્યો હતો, અને તમે તેને ઓળખતાજ નથી ?"

"શું કહ્યું ? કેટલીયે વાર ? તદ્દન ખોટું ! એકથી વધારે વાર મળ્યો છેજ ક્યાં ?"

"ત્યારે તો તમેજ જુઠ્ઠા છો."

"કે'વી રીતે ?"

"તમે હમણાંજ કહો છો કે એક વાર તો મળ્યા હતા, ને પછી આ બીજી વાર નહિ કે ? તમારે મ્હોડેજ ન્યાય !"

"બીજી વાર ક્યારે ?"

"આ શું રહ્યા ? ત્યારે તમે આ બધી વાત અત્યાર સુધી કોની સાથે કરી રહ્યા છો. ?"

"તમારી સાથે ! સરોજની !"

"તેજ દેવેન્દ્રબાબુ તમારો ખૂની "મનમોહન ઉર્ફે મહેન્દ્ર" કે'તાંજ સરોજનીએ સ્ત્રી–વેષ અને બનાવટી ચોટલો કાઢી ઉંચા મુક્યાં. દેવેન્દ્રે પેલી કાપલી તપાસી જોઇ. તે કઇ હતી ? તેજ કે જે તેણે મરનાર કનકકાન્તને વીલ કરતાં આપી હતી.

"દેવી તેજ દેવેન્દ્ર !"

અને દેવેન્દ્ર જોઇજ રહ્યો. બારણાની તડમાંથી મેના ને મધુરી પણ ખૂબ હસતી આ દેખાવ જોઇ રહી હતી. વાંચક ! અત્યાર સુધી તો આ બે પર–સ્ત્રી હોવાથી તને તેમના પર નજર નાંખવાની સખ્ત મનાઇ હતી, પરન્તુ હવે તો તને બેધડક જોવાની રજા છે.

"દેવેન્દ્ર શું જુઓ છો ? પકડો આ ખૂનીને ?" મનમોહન હસિત મુદ્રાએ બોલ્યો.

"શાબાશ ! મનમોહન ! શાબાશ ! તું મારાથી પણ સવાયો છે. શેરને માથે સવાશેર ! આજે તેંજ મારી ભ્રમણા ભાંગી છે." કહી દેવેન્દ્રે તેની પીઠ ઠોકી. અને વ્હાલા વાંચક તુંએ શાબાશી આપ...

"શાબાશ !"



# પ્રકરણ ૧૨ મું.



## " કોકિલાનો ટહુકો. "

(ગાયન.)

આવી આવી વસન્તની બ્હાર ! હો સખી !
કરે કોયલડી ટહુકાર !.........હો ! સખી !
પેલાં ભ્રમરાં કરે ગુંજાર.........હો ! સખી.
મોર, બપૈયા, મધુરાં બોલે ...વૃક્ષ સકળ નવપલ્લવ ખોલે,
ફળ,ફૂલ,મંજરી, મોરો ડોલે...પરિમલનો કેવો વિસ્તાર;
હો સખી !...કોકિલા કરે ટહુકાર !
નર–નારિ નવરંગી હિંચોળે...હાસ્યવિનોદે ઝૂલે ઝોલે,
કોકિલકંઠો કામની બોલે....વરસે શાં અમૃતરસ–ધાર;
હો સખી !...

અલી ! જોજો ! ખીલી વસન્તની હો ! બ્હાર...
કેવી...હો સખી !

વ્હાલાં વાંચક ! મધ્ય રાત્રિના બરાબર બે વાગે આવું અપૂર્વ સંગીત કયા કોકિલકંઠમાંથી સરતું હશે ? કયું સદ્‌ભાગી દંપતિ–યુગલ આ સુધા–સંગીતના પાનમાં મસ્ત હશે ? નિદ્રાને કોરણે મૂકી ન્હાના સાદા પરન્તુ સુવ્યવસ્થિત એક ઘરમાંથી ઉપરોકત ગાયનના સૂરો ચોતરફ ફેલાઇ રહ્યા હતા. મધુરી હારમોનીયમની પેટી સાથે મધુરીની પુત્રી મેના મધુરા સુરથી આ મધુરૂં ગાયન ગાઇ રહી હતી. આપણો દેવેન્દ્ર ગાન સાંભળવામાં મસ્ત હતો, જ્યારે ગાવામાં મેના ને વગાડવામાં મનમોહન મસ્ત હતાં. અડધી રાત હવે પસાર કયાં કરવી ? એ વિચારેજ મનમોહનને મુંઝવ્યો. હવે તેને નિદ્રા આવે તેમ ન્હોતું. દેવેન્દ્રની પણ ઇચ્છા થતાં તેણે પેટી ખોલી. જાગતી સૂતેલી ઢોંગી મેના પકડાઇ, અને તેને ગાવું પડયું. મનમોહનના ચપળ આંગળાં પેટી પર ફરકી રહ્યા હતા. વાંચક! તને શંકા થશે કે ગરીબ મનમોહનને ત્યાં પેટી ક્યાંથી ? પરન્તુ મનમોહનની દશા દિવસ જતાં હવે જરા સુધરી હતી, અને તેથીજ તેણે બે ઘડી આનન્દ-વિનોદાર્થે આ વસાવી હતી. ગાયન પર ગાયનની ધૂન ચાલવા માંડી. મેના થાકી. એટલે વારો હવે બદલાયો ! મનમોહને બાકીનો પરોઢીઆનો એક કલાક કાઢી નાખવા તર્જ ઉપાડી. તેનો કંઠ કેળવાયલો તેમજ કુદરતી રીતે માધુર્ય ભર્યો હતો. તેણે ગાવા માંડયું.

રાધા—જલની મટુકી દઇ દે...મોરી...
પજવે બહુ શું કા’નાં......?

કાંઠે મૂકી...વાતે વળગી...(જરા !)
(ત્યાં તો !)
સંતાડી છાનામાના.............
જાણ્યું ! દઇ દે...ગગરી કા'ના...જલની.
મોડું થાશે......માત ખિજાશે......
( માટે ! )
નિર્દય...છેક તું થા...ના...જલની...
યમુના કાંઠે......રાધા માંગે......
કૃષ્ણ કહે છે...ના–ના–જલની...
"પુષ્પ" કથે છે...કવિવર જે જે...
પ્રભુમાં હો ! મસ્તાના...જલની.

અને સંગીત અટક્યું. તાન પલટાંની સાથે આલાપનો ગુંજાર ને એક એક લીટીનું ફરી ફરીને ગવાવું, પછી સમયનું પૂછવુંજ શું ? સમય જોતાં સાડા ત્રણ થયાં. હજુ પરોઢ થવાને અર્ધા કલાકની વાર હતી. હવે દેવેન્દ્રનો વારો આવ્યો. જેવું આવડે તેવું ગાવાનો તેને આગ્રહ થયો. આખરે દેવેન્દ્ર હાર્યો. ત્યાં તો પેલો વિચિત્ર અવાજ "મૃત્યુ–ઘંટ" સંભળાયો. પેટી પેટીને ઠેકાણે રહી ગઇ. વાંચકો ! પેલી ભેદી ગુફાને અને આ ભયંકર અવાજને હજુ ભૂલી તો નહિજ ગયા હોય ! મનમોહને પેટી બંધ કરવાનું કામ મેના પર છોડયું. દેવેન્દ્ર ને મનમોહન ઉભા થઇ ગયા. તેમણે એક એકના કાનમાં કંઇક વાત કરી. કપડાંલત્તા બરાબર કરી પિસ્તોલ લેતાં કે દેવેન્દ્ર પેલી ભેદી ગુફા પ્રતિ દોડયો. થોડી વારે એજ ઘરમાંથી એક રમણી બ્હાર નીકળી. તે પણ ઉતાવળે પગલે

એ ભેદી ગુફા તરફ ચાલતી થઇ. વાંચકો! એ રમણી તેજ આપણી સરોજની! તેના મુખમાંથી સહજે એજ શબ્દો નીકળી ગયા કે "ખરેખર આતે મૃત્યુ-ઘંટની કારમી કિકીયારી, કે કોકિલાનો ટહુકો?" ગમે તે હો! પરન્તુ એ વિચિત્ર અવાજમાં ઘણી ખરી કોકિલાના-ટહુકાના જેવી કોમળતા સમાયલી હતી.



# પ્રકરણ ૧૩ મું.

## " ખૂનીનું ખંજર. "

સ્વાર્થાંધ દીસો ખૂન કરતાં લેશ પણ ડરતાં નથી,
પરમેશની ને પાપની તે બ્હીક ઉર ધરતાં નથી.

વાંચક વીરા! વર્ષોની ભેદભરેલી પેલી કપાલકૂટની ભેદી ગુફાને તો તું નહિ ભૂલ્યો હોય? આ ભેદી ગુફામાં પૂર્વે શત્રુથી બચવા રાજાઓ રે'તા હતા. ગુફાનું એક છૂપું જમીન-દ્વાર ઉમરાવના મ્હેલમાં નીકળતું હતું, એટલે ચઢાઇ વખતે રક્ષણ કરવા રાજવીઓ એનો આશરો લેતા હતા. પરન્તુ આ દ્વારથી હાલમા પરિચિત તો બેજ વ્યક્તિ હતી. અને તે કોકિલા ને કુંજ. ગુફાને એક આલીશાન મેડી પણ હતી. જે તમામ પત્થરની હોવા છતાં સુંદર હતી. તેની આજુબાજુ બે દ્વાર આવી રહેલાં હતાં. ગુફાની નીચેના ભાગમાં

પુષ્કળ અંધારૂં રે'તું હતું, પરન્તુ ઉપરના ભાગના ઓરડામાં બ્હારથી પ્રકાશ આવવાને થોડોક ગોળ ભાગ પત્થરમાંથી કોરી નાખવામાં આવ્યો હતો. જેની બ્હારની બાજુએ નીચે જબરી શિલાઓ પડેલી હતી. સરોજની અને દેવેન્દ્ર જુદા જુદા આવેલા હોઇ, અંધારૂં હોવાથી જુદે જુદે રસ્તે ચઢી ગયા. દેવેન્દ્ર જ્યારે ગુફાના ઓરડાના એક દ્વારે આવ્યો, ત્યારે સરોજની બીજા દ્વાર પાસે આવેલી હોવાથી તેઓ બંને થોભ્યા. ત્યાં તેમને કોઇ બે વ્યકિત અંદર વાત કરે છે, એમ માલમ પડયું. પ્રત્યેક જણ કાન માંડી તે વાત સાંભળવા લાગ્યા.

"વિહારી ! ત્યારે કાલે તું જરૂર પકડાયોજ હોત ? નહિ વારૂ ?" એક સ્ત્રી વ્યક્તિનો આ પ્રશ્ન જણાયો.

"હા ! કોકિલા ! અને તે પણ મનમોહનને હાથે ! દેવેન્દ્રની રૂબરૂમાં. હવે મનમોહન અને દેવેન્દ્ર બેઉ મને ઓળખી ગયાં છે કે સુરેન્દ્ર ને દમનકાન્ત નામધારી એકજ માણસ અને તે હું છું."

"ત્યારે હવ ?"

"હજુ શું ? હવે હું એ બેઉ વેશને તજી દેવા માંગું છું. હજુ આ કુંજના વેશમાં તેઓ મને ઓળખતાજ નથી."

"વારૂ અને મ્હને ?"

"તને તો તેઓ કોઇજ ઓળખતા નથી ! હાં ! સરસ્વતિ બ્હેન !"

"કુંજ ! તને કંઇ ભાળ મળી ? કેશવકાન્ત જીવે છે કે ?"

"હા ! મનમોહન તેજ કર્ણાવતીનો ગાદીવારસ કેશવકાન્ત છે."

"હેં ?" કોકિલા સાથે સાંભળતી બે વ્યકિતઓ સરોજની અને દેવેન્દ્ર બંને ચમક્યા.

"વારૂ ત્યારે હવે તારો વિચાર શું છે ?"

"વિચાર એજ કે હવે આ કુંજ સુરેન્દ્રનાથ વકીલની પદવીને છોડતાંજ કનકકાન્તના કરેલા વીલને પણ બાળી નાંખશે." કહી કુંજે ગજવામાંથી વીલ ખેંચી કાઢ્યું. "બ્હેન, તને ખબર નહિ હોય ? કનકકાન્ત ઉમરાવને ચેતાવનાર દેવી તેજ દેવેન્દ્ર હતો. અને જ્યારે જતી વખતે કનકકાન્તને ચેતાવવા તેણે પોતાના ખરા નામની કાપલી કનકકાન્તને આપી, ત્યારે સેવકેજ તે ધીરેથી બારીમાંથી આવી ઉપાડી લીધી હતી."

"વાહવાહ ! પણ બાઇ ! હજુ સુધી આપણા અવાજની તપાસ કરવા દેવેન્દ્ર કે મનમોહન કોઇ પણ કેમ ન આવ્યું ?"

"ફરી કરને !"

અને તેની સાથેજ કોકિલાએ પેલો મૃત્યુ–ઘંટ જેવો સુર પોતાના ગળામાંથી કાઢ્યો. ન્હાની ગુફાની ઉંચી બારીમાં ડોકું રાખી આ સુર કહાડવાથી તે આસપાસ દૂર સુધી સંભળાતો હતો.

"હવે હું તો થાકી ગઇ. તું જરા મદદ તો કર."

અને કોકિલાનો પડતો બોલ કુંજે ઝીલી લીધો. આબાદ તેજ સુર કુંજના મ્હોડામાંથી પણ નીકળવા લાગ્યો. થોડી વારે સુર બંધ થયો, એટલે કુંજે દિવાસળીની પેટી કાઢી તેમાંથી એક સળી ચેતાવી.

"આ કર્ણાવતીના ભવિષ્યના ઉમરાવના હક્ક પર પાણી....."

કે'તાંજ કુંજે વીલને સળી ચાંપી. કાગળીયું ભડભડ સળગવા લાગ્યું. દેવેન્દ્ર બારણું ખોલી તે બચાવે તે પહેલાં તો સરોજનીએ સત્વર બીજી બાજુથી આવી તે ઝડપી લીધો. બળતાં હાથમાં પિસ્તોલ ધરી સરોજનીએ વીલનું અર્ધું બળેલું કાગળ ઓલવી નાંખ્યું. કાળા

હાથને પીઠ પાછળ રાખી જમણા હાથની પિસ્તોલ બેઉ બાઇ બ્હેન તરફ તાંકી સરોજની બોલી......"ખબરદાર ! પાપીઓ આજે તમે પકડાયાં."

"કોણ ? સરોજની ?" બાઇ બેન બેઉના મ્હોંમાંથી એકી સાથે ઉદ્‌ગાર નીકળી પડયો.

"હા ! અને તમે ? શરદ્‌ચંદ્ર ને સરસ્વતી બ્હેન કેમ ? આ સુરેન્દ્રનાથ ઉર્ફે દમનકાન્ત યાને કુંજવિહારી ?"

આ અરસામાં દેવેન્દ્ર શું કરતો હતો ? સરોજનીને મદદ કરવા તેણે પોતાના દ્વારને ધક્કો મારી જોયો. પરન્તુ કમનસીબે તે અંદરથી બંધ હતું. તેણે સરોજની જે દ્વારથી દાખલ થઇ તે બાજુજ જવા નિશ્ચય કર્યો. સરોજની શું કરે છે ? તે સર્વ તેણે દ્વારમાં પડેલા એક બાકોરામાંથી જોઇ લીધું. સરોજનીએ કુંજ અને કોકિલાની સામે ભરેલી પિસ્તોલ ધરી. અર્ધું બળેલું વીલ ડાબા હાથે ખુંચવી લઇ તેણે બુઝાવી નાખ્યું. ડાબા હાથમાં પીઠ પાછળ વીલ પકડી જમણા હાથે પિસ્તોલ ધરી દેવેન્દ્રની મદદ મેળવવા બ્હાર જવાનું તેને ઉચિત લાગ્યાથી, સરોજની પાછે પગે ધીરે ધીરે દ્વાર પાસે ફરી. પરન્તુ આ શું ? દ્વારની છેક નિકટ પહોંચતાંજ તેના પાછલા હાથમાં પકડેલું વીલ કોઇ પ્રચંડ હાથે ઝુંટવી લીધું. અર્ધ ખુલ્લા બારણામાંથી એક કદાવર હાથ દાખલ થયો. અને તેણે પેલું વીલ સરોજનીના હાથમાંથી ખુંચવી લીધું. "કોણ છે ? તે જોવા સરોજની જેવી પાછું ફરી જોવા ગઇ, તેવીજ ટાંપી રહેલી કોકિલાએ કુંજને ઇશારત કરી. હાથમાં આવેલો આવો દુર્લભ લાગ કુંજજ છોડે કે ? તેણે અને કોકિલાએ મળી સરોજનીને મજબુત પકડી-

તેની પિસ્તોલ ઝુંટવી લેવામાં આવી. સરોજનીને નીચે નાખી તેની છાતી પર કુંજ ચઢી બેઠો. "સરોજની કોણ છે?" તે જાણવા તલપાપડ થયેલા કુંજે તેની સાડીનો પાલવ ખેંચી કાઢયો, તો તેને વાળ બનાવટી જણાયા. તેને દૂર કરતાંજ તેણે પાસે પડેલા પાત્રમાંથી પાણી લઇ સરોજનીનું મોઢું ધોયું. તો તેણે શું જોયું?

"કોણ! મનમોહન!" કુંજ છલંગ મારી એક વાર તો અડધો ઉભો થઇ ગયો.

પરન્તુ પછી? કદાવર બાંધાના કુંજે પોતાના શિકારનું ગળું જોરથી દાબ્યું. મનમોહનની આંખો ઉંચી ચઢી ગઇ. તેનો કંઠ રૂંધાયો. તેના મ્હોમાંથી ફીણના ફીસોટા નીકળવા લાગ્યા. કુંજે કમરપટામાંથી કટાર ખેંચી કાઢી. ખંજરવાળો હાથ ઉચકાયો. તે બોલ્યો.

"મનમોહન! કેશવકાન્ત! કર્ણાવતીના ગાદીવારસ! સરોજની ને મહેન્દ્રના વેશ ભજવનાર! આજે તારૂં જીવન સમાપ્ત થાય છે, અને આજથીજ હવે મારા ભાગ્યનો સિતારો શરૂ થાય છે."

મનમોહનની છાતી આરપાર વીંધી નાખનાર જીવલેણ ખંજર ખુનીએ ઉચક્યું! ત્યારે આટલી વખત સુધી દેવેન્દ્ર કયાં હતો? તેને તપાસીએ. મનમોહન મ્હોત–સિંધુમાં ડચકીયાં ખાતો હતો, જ્યારે કુંજ ને કોકિલા કાંટો અનાયાસે દૂર થવા માટે હરખાતાં હતાં. પરન્તુ તમને કયાં નથી ખબર? કે સત્યવીરની વજ્ર છાતીને વિંધવા જતાં બુઠ્ઠા થઇ તુટી જાય છે આવાં અનેકાનેક "ખૂનીના ખંજર!"



# પ્રકરણ ૧૪ મું.

## " કેશરીનો પંજો."

સત્યમેવ જયતે !

**"AFTER ALL TRUTH IS TRIUMPHANT."**

મનમોહનના જીવનનો અંત લાવવામાંજ મશગૂલ કુંજ પોતાના ઉપર કયું ખંજર ઝઝૂમી રહ્યું છે, તે ન જોઇ શક્યો. બારણાની ફાટમાંથી એક પિસ્તોલનો ઘોડો બરાબર કુંજની પીઠ ઉપરજ તાકવામાં આવેલો હતો. કુંજે તો નહિ પરન્તુ કોકિલાએ આ ભયંકર દ્રશ્ય પળમાત્રમાં જોઇ લીધું. સરોજનીની જમીન પર પડેલી પિસ્તોલ તેણે ધીરેથી ઉઠાવી. અને તે તેણે એ દેવેન્દ્રની મૂર્તિ ઉપર તાકી. પરન્તુ કોકિલાની પિસ્તોલમાંથી ગોળી છૂટે તે પહેલાં તો ડિટેક્ટીવ દેવેન્દ્રની પિસ્તોલનો ઘોડો દબાઇ ચૂક્યો. સનનનન કરતી ગોળી ખુનીના ઉંચા થયેલા ખંજરવાળા હાથને એમને એમ લટકતો રાખી છાતી વીંધી આરપાર નીકળી ગઇ. લોહીલોહાણ કુંજ જમીન પર પડી તરફડવા લાગ્યો. અને દેવેન્દ્ર પિસ્તોલ સાથે અંદર ધસી આવ્યો. તરતજ કોકિલાની ગોળી છૂટી. પરન્તુ હવે તે શા કામની ? બહુજ મોડું થઇ ગયું હતું. ચાતુર દેવેન્દ્રે તે ચૂકાવી, અને કોકિલાને હસ્તગત કરવા તે પિસ્તોલ લઇ તેની પાછળ દોડ્યો. પોતાની દશા પણ ભાઇના જેવીજ થશે,

આ તો જીવતી હાથમાં જડશે તો ફાંસીજ નિર્માણ થશે, એ વિચારે કોકિલાને ફંપાવી. તેણે આપઘાત ઉત્તમ ગણ્યો. ધન્ય છે! એક અબળાની છાતીને! દેવેન્દ્રના હાથમાંથી બચવાનો એકે ઉપાય ન જોયાથી તેણે ઓરડાની બારી દ્વારા નીચે ઝુકાવ્યું. કોકિલા પડી. નીચેના પાષાણો પર પડતાંજ તેની કોમળ કાયાનો કચ્ચરઘાણ નીકળી ગયો. દેવેન્દ્રની ઇચ્છા કંઇ કુંજ કે કોકિલાને જાનથી મારવાની ન હતી, પરન્તુ જીવતાંજ પકડવાની હતી. પરન્તુ સમય વિચારતાં ને સંજોગ જોતાં મનમોહનના છૂટકારાનો એક માત્ર ઉપાય આ વિના અન્ય કોઇ ન હોવાને લીધેજ તેને લાચારીથી ગોળી છોડવી પડી હતી. હતભાગીની કોકિલાનું આવું ક્રૂર ને કમકમાટીભર્યું મોત જોયાં પછી દેવેન્દ્રે મનમોહનને સાવધ કરવા યત્ન કર્યાં. ગજવામાંથી કંઇક શુદ્ધિની દવા કાઢી તેના મોઢામાં નાખી. પાસે પડેલા એક પાત્રમાંથી તેના મોઢા પર પાણી છાંટ્યું. તેને ચેતન આવે એટલા સમયમાં તેણે પોતાનો રૂમાલ ચીરી ભીંજવી તેનો મજબુત પાટો મૃત્યુ કિનારે ઝઝુમતા કુંજની છાતીએ બાંધ્યો. થોડીવારે મનમોહન શુદ્ધિમાં આવ્યો. તેને બનેલા તમામ ઇતિહાસથી વાકેફગાર કરી તેણે હવે પોતાનું ધ્યાન મૃત્યુ કાંઠે પડેલા મુસાફર કુંજ પર લગાડ્યું. મનમોહનના ખોળામાં કુંજનું માથું દેવેન્દ્રે ગોઠવ્યું. [illegible] નોંધપોથી કાઢી તેણે જુબાની લખવા માંડી. ગમે તેવા [illegible] પણ આવું કરૂણાજનક મોત જોતાં કયું સ્નેહીનું ને હ્યાક [illegible] ન પીગળે? દેવેન્દ્રે તો આવાં સેંકડો પ્રસંગો જોયાં હતાં, એટલે તે તો [illegible] છાતીનો થયો હતો, પરન્તુ મનમોહનને તો આ પ્રસંગ પ્રથમજ હતો. તેની આંખમાંથી ટપટપ અશ્રુબિન્દુઓ સરીતા, [illegible] ને પડીના

મૃત્યુપુરીના મ્હેમાન કુંજના અંગ ઉપર પડવા લાગ્યાં. મરતાં કુંજની આંખોમાં પણ ભીનાશના ઝળહળીયાં ચકચકી રહ્યાં. વાંચક! આ કરૂણ પ્રસંગ કેશરીના પંઝામાં જ્યારે શિયાળ સપડાય છે, ત્યારે આબેહુબ બને છે. આજે કુંજ એક શેર, તે શિયાળની સ્થિતિમા છે. જેની છાતી પર તે બેઠો હતો, તેનાજ ખોળામાં પડેલો છે. જેને શત્રુ માનતો હતો, તેજ સાચા મિત્રભાવે આજે તેના મૃત્યુ–પાછળ આંસુનો વરસાદ વરસાવી રહ્યો છે. પ્રભુની શું ખૂબી? ખરેખર?

છુંદાય ચર્ણે ફુલ પણ સુવાસ નિજ નહિ છોડશે,
ચંદન–સુખડ–બાળો ઘસો ત્યમ વાસ પણ વધતી જશે.
જયમ ઝેર સોમલ, વેર દુર્જન, કદાપી છોડે નહિ,
ત્યમ સજ્જનો સદ્દગુણ નિજ જીવન જતાં છોડે નહિ.
અપકાર પર ઉપકાર કરવો એજ સાચો ધર્મ છે,
શત્રુ પ્રતિ સદ્ભાવના ને સ્નેહ સજ્જન–કર્મ છે.

---

# પ્રકરણ ૧૫ મું.

## "ખૂની કોણ?"

ચોરી–જારી–ગભિંણી નારી ના ઢંકાય,
ખાડો ખોદે તે પડે એ ઇશ્વરનો ન્યાય.
As you sow, So you REAP (કરે તેવું પામે.)

પુષ્કળ પ્રયત્નો કર્યા બાદ કુંજ હોશમાં આવ્યો. તેની આંખો પ્રથમ મનમોહન અને પછી ડિટેક્ટીવ દેવેન્દ્ર તરફ પલકી એટલે દેવેન્દ્રે તેને ધીરેથી પૂછ્યું.

"કુંજ ! ઇશ્વરને ખાતર મરતી વખતે તમામ ભેદથી અમને વાકેફગાર કરતો જા. જીવનની છેલ્લી પળે પણ જુઠું ન બોલીશ ! જે સત્ય હોય તેનો સ્ફોટ કર !"

"એ...એ...ન...કો...કિ...લા...ક્યાં છે ?" લથડતી જીભે તેણે પહેલાંજ સવાલ કર્યો.

"તે...સહીસલામત છે." દેવેન્દ્રે કુંજના હૃદયને આઘાત ન પહોંચાડવા ને બાતમી મેળવવા જુઠો જવાબ આપ્યો.

"નહિ ! દેવેન્દ્રબાબુ ! એક મૃત્યુશય્યા પર પડેલા માનવ સાથે દગો ન રમો ! ભલે ! એ એની ભગિનીના મ્હોતથી માહિતગાર થાય." દયાળુ મનમોહને દેવેન્દ્રને ઉદ્દેશીને આ કહ્યું. અને પછી તેણે કુંજને કહ્યું.

"માફ ! હતભાગીની એની તમારી બ્હેને...આપઘાત કરી પ્રાણ છોડ્યા છે."

"હા...સ..." તેના હૃદયમાંથી એક આનન્દધ્વનિ બ્હાર પડ્યો. અને તે એટલા માટેજ કે તે જીવ જતાં દયાની ભિખ માંગવા નથી રહી. હવે દેવેન્દ્રને કુંજની જીવનદોરી તદ્દન ટુંકી જણાઇ. તે તો ખુની કોણ છે ? તેજ જાણવા મથતો હતો. મનમોહનને તેણે પૂછ્યું.

"તમે જાણો છો કે કનકકાન્તનો ખુની કોણ ?"

"નહિ. હું એજ એક નથી જાણતો. પરન્તુ મ્હારી માતાનો ખુની તો આ કુંજજ છે એ હું જાણું છું." મનમોહને ઉત્તર આપ્યો.

"કુંજ ! ત્યારે મરતાં અગાઉ એકજ ઉત્તર મ્હને જલ્દી આપી દે કે કનકકાન્તનો ખૂની કોણ ?" દેવેન્દ્રે કુંજને કહ્યું. વાંચક ! જે ભેદ જાણવા દેવેન્દ્ર, મનમોહન, તું, અને તમામ કર્ણાવતી આતુર થઇ રહ્યાં છો, તે એકજ નામ "ખૂની કોણ ?" નો ભેદ આજે દેવેન્દ્ર મરણ પથારીએ છેવટનો શ્વાસ લઇ આ ફાની દુનિયાને છોડી જતા કુંજને પૂછી રહ્યો છે. પરન્તુ કુંજના હોઠ સરખાયે ન ફફડયા.

"કોણ ! તું જાતેજ ખૂની છે ?" દેવેન્દ્ર હવે જીજ્ઞાસાને ન રોકી શકવાથી સવાલ પર સવાલ કરવા મંડયો.

"નહિ."

"ત્યારે કોકિલા ?"

"કુંજે માથું નકારમાં ધૂણાવ્યું."

"ત્યારે કોણ ? મનમોહન ?"

"ઉંહું."

"ત્યારે ખૂની કોણ ?"

'મા..." કેવળ એકજ અક્ષર કુંજના હોઠેથી બ્હાર પડયો.

"કો'ની ?"

"મનમોહનની !" સૂતેલા કુંજે મનમોહન તરફ આંગળી ચીંધી.

"અને તે તારી શું સગી ?"

"મા...સગી...મા..." કુંજના ધ્રુજતા હોઠો બુલ્યા.

"અને તેનું નામ ?"

"વિમળા."

અને તેની સાથેજ કુંજની ઇંદ્રિયો મૃત્યુ-પક્ષ પાસે આવવાથી અપળ થઇ ગઇ. તેનું હૃદય તેને ડંખવા લાગ્યું. એક ભેદી ભંડારીના

અંત તેણે અવાચક્ બનેલા દેવેન્દ્ર તેમજ મનમોહનના ધ્યાન અંગુલિ દર્શાવી ખેંચ્યાં. ચતુર દેવેન્દ્ર સમજ્યો ! કે એ કંઇક ! શોધી કાઢવાનું સંજ્ઞાથી સમજાવે છે. તે તુર્ત ઉઠયો. ભીંતમાં એક ખીલો ઠાટેલો હતો. અને તે કુંજની ઇશારતથી દેવેન્દ્રે ખેંચ્યો, તો એક ન્હાની સરખી ગોખલા જેવી બખોલ ભીંતમાં પડી ગઇ. તેમાં શું હતું ? એક રાજવંશી પોશાક ! દેવેન્દ્ર તેને ઉઠાવી કુંજ પાસે લાવ્યો. કુંજની જીભ હવે સડસડાટ ખુલી. તે બોલવા લાગ્યો. હૃદયનો મૃત્યુ-કરાર, દેવેન્દ્ર નોંધી લેવા લાગ્યો. વ્હાલા વાંચક ! કુંજ તથા કોકિલાના પૂર્વ ઇતિહાસથી તું પરિચિત હોવાથી તે અત્રે ફરી આલેખવાની આવશ્યકતા નથી. તેથી તે ભાગ છોડીને આગળજ લખું છું.

"પછી જ્યારે અમે અમારી માતાને ઘેર ન જોઇ, ત્યારે ઘર વેચી અમે બેઉ બાઇબ્હેન સાથે નિકળ્યાં. ગર્ભશ્રીમંત મથુરાદાસનું લક્ષ્મીના લોભ માટે મેં ખૂન કર્યું. મારી પાછળ દેવેન્દ્રબાબુ તમે પડયા. હું ને મારી બ્હેન મધુપુરી છોડી કર્ણાવતીમાં આવ્યા. ઉમરાવ કનકકાન્તને હું મળ્યો. અને અમે રાજબીજ છીએ એમ એના મનમાં ઠસાવી આશરો માંગ્યો. અમારા ખર્ચાળ પ્હેરવેશ ઉપરથી, તથા કોકિલાના કુદરતી સૌન્દર્યે કરી ભોળો ઉમરાવ ભોળવાયો. થોડા દિવસમાંજ કોકિલા કુમારી છે, કહી મેં ઉમરાવને વરાવી. દમનકાન્તના વેશમાં ઉમરાવને બનાવી ગાદી પચાવવા માટેજ મેં નોકરી લીધી. પેલા પરિચિતઃ અવાજની અમને ખબર પડી. પૂરતી તપાસ કર્યા બાદ મેં અને કોકિલાએ સતત્ પ્રયત્ને તેની નકલ કંઠમાં ઉતારી. જ્યારે અમે પ્રથમ કર્ણાવતીમાં આવ્યા, ત્યારે કેશવકાન્ત ગુમ થઇ ગયો હતો. મારી માતા નિમળાએ તેને ઉછેરી મોટો કર્યો. તેજ તું મનમોહન ! રાજબીજ

હોઇ ભવિષ્યમાં તું સુખનો દા'ડો દેખાડશે, એ સોનેરી સ્વપ્નામાંજ તને તેણે વીસ વર્ષનો કર્યો. બે ત્રણ વર્ષ આ ભેદી ગુફામાં તને ગુપ્ત રાખી પછી કર્ણાવતીમાં એક નાનુ ઘર રાખી ઉછેર્યો. વાતને દસ વર્ષ વીતી ગયા. તું વીસ વરસનો થઇ નોકરી કરવા લાગ્યો. ગાદીના વારસ કેશવકાન્તને માટે હું બ્હેન બનેવી તરફથી વારંવાર સાંભળતો હતો, અને એ કંટક જીવતો હોય તો દૂર કરવા શોધતો હતો. ત્યાં એક દિવસ હું અચાનક તારા ઘર આગળથી પસાર થતો હતો, ત્યાં મારી માતાને મેં ઓટલો વાળતી જોઇ. અમે બેઉ મળ્યાં. અરસપરસ સુખદુઃખની વાતો કરી. વાત પરથી વાત નિકળતાં તું કેશવકાન્ત છે એ માતાને મ્હોંડે મેં જાણી લીધું. બીજેજ દિવસે હું કોકિલાને મળ્યો. ત્યાં કનકકાન્તને કોઇએ..."ગાદીનો વારસ જીવે છે." એવો પત્ર લખ્યો હતો. તે મારી બ્હેને મ્હને વંચાવ્યો.

"અને એ કાગળ લખી મોટાભાઇને ચેતાવનાર હુંજ" મનમોહને સ્ફોટ. કર્યો.

"બેનના આ કાગળથી માતા વિમળાના વચનમાં મને શ્રદ્ધા બેઠી. હું બેનને મનમોહનનું ખૂન કરવાનો નિશ્ચય સંભળાવી ગયો. મારી માતાને મેં વધુ પ્રતિતિ દેવાનું કે'તાંજ તેણે આ ગુફામાં અહીં દાબી મૂકેલા તારા તે વખતનાં કપડાં તથા તરવાર બતાવી. મારી ખાત્રી થઇ. એટલામાં અનાયાસે મારી ભગિની કોકિલાને ગુફામાં જવાનું પેલું ગુપ્ત દ્વાર હાથ લાગ્યું. અમે તેનો છૂટથી ઉપયોગ કરવા માંડયો. હું થોડે દૂર એક ઘર રાખી રમનકાન્તને નામે રે'વા લાગ્યો. ઉમરાવના મ્હેલથી માંડી મારા ઘર સુધી મેં સળંગ ખોદાવી, અને તેનેજ પ્રતાપે હું એક વાર કપડાં બદલી કુંજના વેશે બ્હેન

કોકિલાના મ્હેલમાં જઇ શકેલો. (જુઓ પ્રકરણ ૨ જું.) જ્યાં ભૂલેલી બેદી ટપાલ લેવા મારા બનેવી પાછા પધારેલા. દેવીના નામ હેઠળ દેવેન્દ્રબાબુ! તમારી આપેલી કાપલી ઉઠાવી જનાર, બારીમાંથી આવનાર વ્યક્તિ પણ હું જ હતો. ગાદીનો માર્ગ નિષ્કંટક કરી ગાદી પચાવી પાડવા, મેં કોકિલાએ અને મારી માતાએ મળી તાગડો રચ્યો. કનકકાન્તનું ખુન કરવામાં તે સામેલ થઇ. સંકેત અનુસાર ગુફામાંથી મ્હેં પેલો વિચિત્ર અવાજ કાઢયો. શોધાશોધ થઇ રહી. દસ વરસે કર્ણાવતી ખળભળી. રાત્રે મ્હેં એ સૂર ફરીથી કાઢયો. કનકકાન્ત પણ સુભાગ્યે શોધવા આવ્યા. ત્યાં ભીખારણ વેષે મારી માતા વિમળા તેને મળી. સુભાગ્યે મનમોહન! એ રાત્રેજ તું નાટક જોવા ગયેલો. મારી માતાના કાલાવાલા સાંભળી કનકકાન્તને દયા આવી. તેઓ એને ઉઠાડવા નીચા વળ્યાં. ત્યાંજ તીવ્ર ઔષધવાળા રૂમાલ વડે મારી માતાએ એમનું નાક પકડી લીધું. સ્હેજજ અસરે તેઓ પટકાઇ પડયા. રૂમાલને પાસેની નદીમાં ઝોકાવી મારી મા શબ સમીપ પાછી ફરી. કદાચ જીવ રહી જાય એ બીકે તેણે પેટમાં ખંજર પણ ઘોંચી દીધું. તેના ગયા પછી હું અને કોકિલા પણ શબ આગળ ગયા. કપાલ પર થએલો પરસેવો લુંછવા મ્હેં કોકિલા પાસે રૂમાલ માંગ્યો. તેણે તે આપ્યો. મેં પરસેવો લૂછી તે ગજવામાં મૂક્યો. અને ફરીથી તે કાઢવા ગયો, તે વખતે પેલું મ અક્ષરવાળું મથુરાદાસનું બોરીયું બ્હાર નીકળી ગયું, તેની મ્હને સુરત ન રહી. ઉતાવળમાં અમે મ્હેલ તરફ પાછા ફર્યાં. અને તેમાંજ હું પેલો કોકિલાનો રૂમાલ ત્યાં ભૂલી ગયો. એ વાતની યાદ મ્હને આવીજ નહિ. એના ઉપર સ એટલે સરસ્વતીનું નામ ભરેલું હતું." અજે અહીં હુંજ જરા અટક્યો. તેના

કંઠે શોષ પડતાંજ તેણે પાત્રમાંથી પાણીનો એક ઘુંટ ભર્યો. "ખૂન થયાં પછી તરતજ હું તારે ઘેર આવી માતાને મળ્યો. હવે મારા કામમાં આડે આવનાર કેવળ "તું એકજ છે." એમ મેં એને જણાવી તારો ઘાટ ઘડવાનું સુચવ્યું. દસ દસ વર્ષ ઉપરના તારા પરના વ્હાલે કરી મારી માતાએ ના પાડી, અને મને જણાવ્યું કે આ ખૂનથી અજાણ એવા મનમોહન પાસે મેં વચન લીધું છે, કે (તેનો જીવ બચાવ્યા બદલ.) તેણે કોઇ દિવસ કેશવકાન્ત તરીકે ગાદી વારસનો દાવો કરવો નહિ. (તમારા બેઉના જીવતાં.) પરન્તુ મને આ વચન પર ને વાત પર વિશ્વાસ ન બેઠો. અને તે પછીજ મારી માતા આડી ફાટી. તને તેણે મારી નીચ વૃત્તિથી ચેતાવ્યો. કેમ?"

"હા! અને મેં એની સલાહથીજ સરોજનીનો સ્ત્રી-વેષ ધારણ કર્યો." મનમોહને પૂરતી કરી.

"બરાબર છે. બીજે દિવસે હું પાછલી બારીએથી નિત્ય નિયમ પ્રમાણે મોડી રાત્રે તારા ઘરમાં આવ્યો. મારી માતાને જગાડી, મનમોહનનું ખૂન કરવામાં મને મદદ કરવા મેં તેને કહ્યું. પરન્તુ તેણે ના પાડી. દબાણ કરવા જતાં તેણે ચીસ પાડી. અને તેથી મેં તેને ઠાર કરી. તું ( મનમોહન. ) જાગી ઉઠ્યો. અને આપણા બે વચ્ચે પછી રકઝક થઇ. મારા કોટનું ગજવું તે વખતે ચીરાઇ ગયું, ને તેમાંથી પેલી 'દેવી તેજ દેવેન્દ્ર'ની કાપલી પડી જતાં ત્હારા હાથમાં ગઇ. ખરૂંને?"

"હા!" મનમોહને મસ્તક હલાવ્યું.

"તું મારી પાછળ પડેલો છે, એ જાણતાંજ તને ભૂલથાપ આપવા મેં મધુપુરીની ટિકિટ કરાવી. તેં પણ તેમજ કર્યું. તને મધુપુરી મોકલી હું છટકી નાઠો. ત્યારબાદ દમનના વેશમાં દેવેન્દ્રબાબુ તમે

મારો ફોટો પાડી લીધો. જે લેવા મેં તમને નદીમાં ફેંકી દીધા. દમનનો વેશ પલટી ભોંયરું ઉઘાડી કુંજ થઇ કોકિલાને ત્યાં જનાર હુંજ, અને વકીલ મી૦ સુરેન્દ્રનાથ થઇને આવનાર પણ હુંજ. જો કે બોરીયું ને રૂમાલ મારી ભૂલથી રહી ગયા છતાં મેં મનમોહન પરજ એના અક્ષરો લગાડી આરોપ ઢોળી પાડયો. સુરેન્દ્રનાથ બની તમારી પાસેથી તમામ વાત જાણી તે પ્રમાણેજ પ્રપંચના પાટીયાં ગોઠવતો રહ્યો." અને આટલું બોલી કુંજ અટક્યો. તેને છેલ્લી એડકી આવવા માંડી.

"ત્યારે આજે આ અવાજ કરવાનું કારણ શું ?"

"છેલ્લો નિકાલ કરવા. મને ખાત્રી હતી કે તમારા બેઉમાંથી કોઇ પણ તપાસ કરવા અહીં આવશેજ. અને તે પછી છેવટનો ફેંસલો કરી...આ ભેદી–ગુફામાં તમને સદાને માટે દાટી દઇ નિષ્કંટક કર્ણાવતીની રાજગાદી...ભો...ભોગ..."

અને આટલું બોલતાં તો "ઓ ! પ્રભુ !" ની સાથેજ કુંજનો અમર આત્મા પંચભૂતનું પિંજર તજી ઉડી ગયો.

"થોડી વાર વધુ ખેંચી કાઢતે તો ઠીક થતે ! નહિ વારૂ ?" દેવેન્દ્રે મનમોહન પ્રતિ જોઇ કહ્યું.

"મળેલી માહીતી પૂરતી છે," બોલતાંજ મનમોહને લાસને નીચે મૂકી. તેણે છેવટના બે અશ્રુ–બિંદુઓ મરનારની પાછળ પાડયા. કોકિલા ને કુંજવિહારીની લાસ દરબારગઢમાં લઇ જવાની વ્યવસ્થા કરાવી તેણે પોતાના બાલ્યકાળના વસ્ત્રો ઉપાડયા. સમશેર પર તેની નજર પડી. તેણે તે ઉપર કોતરાયલા અક્ષર દેવેન્દ્રને વંચાવ્યાં. તે શું હતા ?"

"કર્ણાવતીના રા. કનકકાન્તનો કનિષ્ટ બાંધવ કેશવકાન્ત."



# પ્રકરણ ૧૬ મું.



## " સદ્‌ભાગ્યનો સિતારો. "

## ' No SWEET WITHOUT SWEAT. '

કર્ણાવતીનો રાજ્યવારસ ચૂંટવા આજે દરબાર ભરાયો છે. નાના ઠાકોરોથી માંડીને ખંડીયા રાજા પર્યંત તથા સરદારો સૌ સૌને આસને વિરાજી રહ્યા છે. મૃત કનકકાન્તના બંધુ કેશવકાન્તના જીવતાં હોવાની વાત પ્રસરાયલી હોવાથી ઠેર ઠેર એજ વાતો થઇ રહી છે. ત્યાં મૃત કોકિલાગૌરી ને કુંજવિહારીની લાસો લાવવામાં આવી. પ્રત્યેકે ઉઠી તેની પૂરતી ખાત્રી કરી. ત્યાં ડિટેકટીવ દેવેન્દ્ર એક વીસ વર્ષના તરૂણ યુવાન (મનમોહન) સાથે દાખલ થયો. સભામાં શાન્તિ પથરાઇ.

આદિથી અંત સુધીની તમામ જાણીતી વાતો દેવેન્દ્ર સભાજનોને જણાવી ગયો. કાગળના ચાર કટકા, બોરીયુ ને રૂમાલ તેણે સભામ. સર્વસમક્ષ મૂકયા. પોશાક તથા મૃત કુંજની જુબાની વાંચી સંભળાવી, મનમોહન તેજ કેશવકાન્ત છે, તે પૂરવાર કરી બતાવ્યું. દેવેન્દ્રના કહ્યાથી મનમોહન હવે ઉઠયો. દેવેન્દ્રે તેને થોડા સવાલો પૂછવાની ઇચ્છા જણાવ્યાથી તેણે હા પાડી.

"ત્યારે પ્રથમ તો તમે તમારો ઇતિહાસ સભા–સમક્ષ વિદિત કરો."

"જેવી ઇચ્છા."

"મુરબ્બીઓ સભાજનો! અને સરદારો! આજથી દશ વર્ષ પરની વાત પર હું મોટા ભાઇ સાથે શિકારે જતાં ભૂલો પડયો. ક્ષુધા તૃષાથી વ્યાકુળ એવો હું કોઇ એક અણુજાણ્યા નગ્રમાં જઇ ચઢયો. જ્યાં કુંજ તેમજ કોકિલા ભાભીની માતા વિમળા રોફથી રે'તી હતી. તેણે મને બોલાવ્યો. ભોજન–દાન દઇ તેણે મને જીવન–દાન દીધું. મેં તેને મારી વાતથી પરિચિત કરી. સ્વદેશ જવાની વાત કે'તાંજ તેણે કર્ણાવતી વિષે પોતે અજ્ઞ છે એમ જણાવ્યું. લાગલાગટ પાંચ વર્ષ પર્યંત હું ત્યાં રહ્યો. બાદ મારી ખૂબ આજીજીથી એ મને લઇ કર્ણાવતીમાં આવી. "તને મારવાને કેટલાક બદમાશ ફરે છે." એમ મને સમજાવી તેણે વર્ષોની અવાગરૂ એવી ભેદી ગુફામાં મને સંતાડયો. અને આમ કરવામાં તેનો હેતુ શો હતો? તે તે વખતે તો હું ન જાણી શકયો! પરન્તુ અત્યારે હું ધારી શકું છું કે નસીબસંજોગે પોતાનો પુત્ર મળી જાય (કુંજ) તો મારે બદલે તેને કર્ણાવતીનો ગાદી વારસ કેશવકાન્ત જાહેર કરવો. કારણ મારૂં અને કુંજનું મોઢું ઘણું ખરૂં મળતું આવે છે. સત્તર વરસનો થતાંજ હું સમજણો થયો, અને મેં જીદ લઇ જુદું ઘર માંડયું. ત્યારબાદ હું ધારૂં છું કે કુંજ સાથે મારી માતાને ભેટો થયો હશે. એક દિવસ મેં મારી માતાને ગાદીને માટે મારો હક્ક સાબીત કરવા મોટાભાઇની પાસે જવા વિચાર જાહેર કર્યો. ત્યારે મારી માતાએજ બધો ભેદ ખોલી નાખ્યો. તેણે પોતાના તથા પોતાના પુત્ર–પુત્રી કુંજ ને કોકિલાના પણ તમામ ઇતિહાસથી મને વાકેફ કીધો. અને કહ્યું કે "મોહન! મારી પુત્રી તારા મોટાભાઇને પરણેલી છે. મ્હેં તને નાનેથી ઉછેરી મોટો કર્યો. તેનો બદલો તું શું આગળજ પેટ પર પગ મૂકી વાળવા માગે છે?"

મારી એ પાલક માએ મારૂં નામ મનમોહન પાડયું હતું. અને હું પણ એજ નામથી મને ઓળખાવતો હતો. બીમંતાઇની જંજાળો કરતાં ગરીબાઇના મધુર સુખડાં મને પણ વધુ ગમી જવાથી, અને મારી માતાના આંસુડાં મારાથી ન જોઇ શકાવાથી મેં એને કુંજ ને કોકિલાના જીવતાં માથું ન ઉંચકવા વચન આપ્યું. (કેંવો સ્વાર્થ—ત્યાગ ? !) અને આજ સુધી મ્હેં એ વચન નિભાવ્યું. પરન્તુ વીસમે વરસે જ્યારે મને ખબર પડી કે દેવેન્દ્રબાબુ મને શોધવા અહીં આવેલા છે, તેમજ તેઓ શરદ્‌ચંદ્ર તથા સરસ્વતીને પણ શોધે છે, ત્યારે મારૂં હ્રદય મને આ બાબત જાણવા છતાં ન કે'વાં બદલ ડંખવા લાગ્યું. અધુરામાં પૂરૂં મારા ભાઇ એક અપવિત્ર સ્ત્રીને પોતાની પત્ની કરી બેઠા હતા, તે પણ મને બહુ સાલતું હતું. પરન્તુ પરણી ગયા પછી મારી માતાએ મને આ વાત જણાવેલી, એટલે ઘરની એબ પાછળથી ઉઘાડી પાડવામાં શું ફાયદો ? મેના ને મધુરીની સાથે મને આજ વેળા પરિચય થયો હતો, અને નિરાધાર એવા તેમને મ્હેંજ પાછળથી આશ્રય આપ્યો. પરન્તુ બીજેજ દિને મોટાભાઇનું ખુન થયું. મારી માતાએ જો મારાથી કોઇ પણ વાત છુપાવી હોય તો તે આ ખૂનનીજ હતી. અને હું અજ્ઞાની કુંજ ઉપર શક રાખી તેની પુંઠે પડયો. વધુમાં મારી માતાએ પોતાના ખુનની આગલીજ રાત્રે મને કુંજથી ચેતાવી સરોજનીનો સ્વાંગ ધારણ કરવા સુચના કરેલી. અને તેથી મારો કુંજ પરનો શક મજબુત થયો. દમને મારી માતાનું ખુન કર્યું, તે વેળા હું ઘરમાંજ હતો, અને મેં એ નજરોનજર જોઇ દમનને ઓળખી લીધો હતો."

"પરન્તુ કુંજ તેજ દમનકાન્ત ને સુરેન્દ્રનાથ છે એ તમે ક્યાંથી જાણ્યું ?"

"હા ! એક વેળા મોડી રાત્રે કુંજ ને કોકિલા બેઉ મારી માતા—એટલે એમની માતા વિમળાને મળવા આવ્યા હતા. હું જાગતો હતો, અને મેં એમની વાતો સાંભળી. વાતમાં ને વાતમાંજ તેણે પોતાની માને પોતાના આ ત્રણે નામ કહી મળવા આવે તો ન ગભરાવાની સુચના આપી, અને તે ઉપરથીજ હું જાણી ગયો. બીજી સ્હવારે મેં એક રૂમાલ પડેલો જોયો. તે રેશમી હોઇ તેના છેડાઓ ઉપર "સ" અક્ષર ગુંથેલો હતો. મેં મારી માતાને આ "કોનો છે!" એમ પૂછયું. એણે તે તરતજ મારા હાથમાંથી ખુંચવી મ્હને તે પોતાની પુત્રી સરસ્વતીએ ગુંથી આપેલો જણાવ્યું. મને આ પ્હેલાં ખબર ન્હોતી કે કુંજ ને કોકિલા મારી માતાને રાતના મળે છે પણ રાતનો બનાવ જોતાંજ તે કોકિલાનો રહી ગયો છે, એમ હું ચેતી ગયો. અને તેથીજ મેં તમને એ સરસ્વતીનો છે એમ જણાવી દીધેલું !"

"ત્યારે ! મધુપુરીમાં તમે એની સાથે રે'તાં હતાં, ને ત્યાં ગુંથતાં જોએલો, એ વાત ખોટીજને ?" દેવેન્દ્રે પૂછયું.

"હારતો ! એતો સરોજનીનો વેશ બરાબર ભજવવા."

"વારૂ પછી ?"

"પછી શું ? બોરીયાના નામની તો મેં કેવળ બનાવટજ કરેલી. કારણ હું જાણતો હતો કે ગર્ભશ્રીમંત મથુરાદાસનો ખુની કુંજજ હોવો જોઇએ."

"વારૂ ત્યારે "કેશવકાન્ત આવે છે." એવું જોઈ ટપાલથી લખી કનકકાન્તને ચેતાવવાનું તમારે શું કારણ ?"

"મારો વિચાર ગાદી તો લેવાનો ન્હોતોજ. પરંતુ કેવળ મોટાભાઇને હું જીવું છું, એમ આશ્વાસન આપી દર્શન કરવાનો, અને તેઓ મને શોધવાને નાહકનો ખર્ચ ન કરે તેટલા પૂરતોજ."

અને વ્હાલા વાંચક! તે પછી કર્ણાવતીના ગાદીનો રાજ્યમુકુટ કેશવકાન્તને માથે વિરાજ્યો. "મહારાજા કેશવકાન્તની જય." એ ગર્જનાથી દરબાર ગાજી ઉઠયો. દેવેન્દ્રને યોગ્ય કદર કરી શિરપાવ આપવામાં આવ્યો. અને આ મંગળ પ્રસંગેજ મધુરીએ પણ મેનાનો હસ્ત મનમોહનના હાથમાં મૂકયો. એક સાથે બે ખુનના કેસનો નિવેડો લાવી દેવેન્દ્ર કલકત્તા પાછો ફર્યો. અને પછી રાજા-રાણી આનંદ વિનોદમાં દિવસ ગાળવા લાગ્યા.



# પ્રકરણ ૨૭ મું.



## " મેના પોપટ. "

સુશીલા સાંપડે જો તો સકળ સંસાર સારો છે.
કૂબાંચી કર્કશા મળતાં દુઃખોનો કંઇ ન આરો છે.

"સ્વામીભક્ત સહધર્મિણી એજ સંસાર-સિંધુ તરવા સ્વર્ગીય-નૌકા."

"મેના હવે તો તું રાજરાણી થઇ નહિ વારૂ?" કહીને શૃંગાર ભવનમાં પગ મેલતાંજ ટકોર કરી.

"તેમાં શું થઇ ગયું ?"

"એટલે એમ કે હવે જરા તમારાં માન વધ્યાં !"

"ઠીકજ છે તો."

"ઠીક કેમ ? બ્હેન ના હવે આ સાહેબ થયા છો ! નહિ વારૂ ?"

"બહુ સારૂ."

"કેમ આજ કંઇ દેવા જગદંબા દાસ પર નારાજ છે ?"

"કંઇક એવું ખરૂં ?" મેનાએ પણ હવે રમુજી પ્રશ્નના ઉત્તર રમુજીજ આપવા માંડયાં.

"તો કહો તો દાસ બે હાથ જોડી થોડી સ્તુતિ કરી લે."

"જેવી ભક્તિ ! ને શ્રદ્ધા ! સાથે ઇચ્છા !"

"માથું પણ નમાવે કે ?"

"તે પણ દેવીને પૂછવાનું કે ? કહે તો તો સૌ કરે એમાં નવાઇ શું ? ન કહે, કરે તેનુંજ નામ માણસ !"

"ચાલો ત્યારે આપણે માણસની ગણતરીમાંથી બાતલ ! એમજને?"

"હાસ્તો."

"જો રહ્યા ! અમે જેવા જોઇએ તેવા ! તમારે અમારી જરૂર નથીને ?'

'દેવીને દેવની ને દેવને દેવીની જરૂર હોયજ."

"ના. ના. થોડું કંઇ કોઇના વિના કોઇનું ગાડું અટકી રહેછે?"

"હા ! એ તો પછી ચાલેજ તો ! પરન્તુ હોય તો જરા ફેર પડે. હાં !"

"હવે પડયો ફેર !"

"તો લ્યો...હું ચાલી જાઉં છું ! જો જો જોઉં ફેર પડે છે કે નહિ !" કહી મેના ઉઠીને બ્હાર જવા બારણા આગળ ગઇ.

"જાવ. જાવ. અટક્યા કેમ ?"

"જયશ્રી ! હાં ! પછી લટકતા રહેશે। !"

"ભલે !"

"જો જો હાં !"

"છે। !"

અને મેના બારણું ઉઘાડી બ્હાર પગ મૂકે કે એક હસમુખી કદાવર પુરૂષ વ્યકિત અંદર આવી. તેણે બે હાથ લાંબા કરી મેનાને જતી રોકી. હસતાં હસતાં તે બોલી...

"જાવ છે। કયાં ? મેના ભાભી ! ભાઇની સાથે છેડાછેડી ગંઠાવીને આવ્યા છો ! હા ?"

મેના તો તેને ઓળખતાંજ શરમાઇ ગઇ.

"લુચ્ચા ! આવા મ્હેમાનો પણ કેવા છાનામાના છૂપાઇને આવે છે ?"

"હાસ્તો ! તમેયે શું ઓછાં છો ? બિચારા કેશવભાઇને પરણી અને ઘર માંડીને રહ્યાને હજુ પૂરા બે મહિના તો થયા નથી, ત્યાં તો આ ઉઠીને જવા તૈયાર થયા. ક્યારના જાઉં જાઉં કરી નાચ નાચો છો ! વાહ ! આવુંજ કરવું હતું તો નાહક બિચારા અમારા કેશવભાઇનું બ્રહ્મચર્ય શા માટે ભંગાવ્યું ?"

"બસ બસ બહુ થયું. બેસો હવે." કહી મેનાએ મોઢા પર હાથ દાબ્યો.

"કેમ જોયુંને દેવેન્દ્રબાબુ ? આ ચાલ્યા જવાની તમારી ભાભીસાહેબની શિકલ ?"

"અરે ! કંઇ વાત ! આબેહુબ ફોટો પાડી લેવા લાયક છે."

"હવે મશ્કરીને નાખો ચુલામાં! બન્યું તમેયે આખો દિવસ આમ શું કરો છો? કહો દેવેન્દ્ર ભાઇ! તમે ક્યારે આવ્યા?"

"આજે સહવારના."

"લુચ્ચા! ત્યારે મ્હને તો અત્યારેજ મોઢું બતાવ્યું!"

"અને પરણ્યાં પ્હેલાં નહિં કે?"

"જાવ...હેં! સાચું કો'ને? શા માટે આવ્યા છો? અમસ્તા? કે કામસર?"

"લો! ત્યારે કહું!" કહી દેવેન્દ્રે ગજવામાંથી એક અર્ધ બળેલું વીલ ખેંચી કાઢ્યું!

"આ તમારી પાસે ક્યાંથી?" વીલ દેખતાંજ કેશવકાન્ત ટટાર થઇ ગયો.

"સરોજની બ્હેન! આપના પાછળના હાથમાંથી ખેંચી લેનાર હાથ આ સેવકનોજ હતો! હો!" દેવેન્દ્રે કહ્યું.

"ત્યારે નાહક વીલ ખેંચી મ્હને સપડાવ્યો કેમ?"

"તમેં વીલ સળગતું પૂરૂં હોલવી ન્હોતું નાંખ્યું. અંદરથી બળે છે એમ રાટમાંથી મને માલમ પડતાં મ્હેં એ ખેંચી લીધું. અને હોલવવા જતાં જરા હું દાઝ્યો જેથીજ તમારી મદદે આવતાં જરા વાર લાગી."

"એમ? ત્યારે દરબારમાં કેમ એ હાજર ન કર્યું".

"કોઇ ખાસ કારણસર! મને એની જરૂર જણાઇ નહિ તેથી!"

"કારણ?"

" વીલ વગર તમને ગાદી મળી શકે એમ મારી પાસે પુરાવા હતા."

"પરન્તુ ન લાવવાનું કારણ ?"

"આ વીલ પાછળથી ખોળી જોતાં મ્હને બનાવટી લાગ્યું તેથી. એમાં તમારે માટે ગાદીનો ઇશારો સરખોયે નથી."

"હૈં !"

"હા લ્યો, વાંચી જુઓ !"

"ત્યારે ખરૂં વીલ ? ક્યાં ગયું ?"

"કુંજની અરધી જુબાની આપ્યા પછી મ્હોત થયું તેની સાથેજ દટાઇ ગયું."

"જો એ ખોટુંજ વીલ હતું તો પછી એને એ બાળી નાખવાનું શું પ્રયોજન ?"

"કો'ને ખબર ? કુંજના મનનો ઇરાદો હું યે નથી કળી શકતો. પરન્તુ હું ધારી શકું છું."

"શું ?"

"કુંજનો વિચાર બ્હેન સાથે પણ દગો રમી ખૂન કરી ઉમરાવ-પદ સ્વહસ્તક કરવાનો હોવો જોઇએ, તેથીજ બ્હેનને જાણે દેખાડવાને એણે એ તેના દેખતાં બાળ્યું."

એટલામાં મેના ચાહના પ્યાલાઓ લાવી. એટલે વાત અહીંથીજ અટકી ગઇ.

"મેના...પ્હેલાં દેવી બ્હેનને આપજે." કેશવે મશ્કરી કરવા માંડી.

"ના—ના સરોજની બ્હેનને." દેવેન્દ્રે પણ મજાક જારી રાખી.

"હવે લ્યો ! પ્હેલી ને છેલ્લી કરતાં. પીવી હોય તો પીઓ વળી ?" ત્યાંજ મેનાએ ચાહના પ્યાલા મૂકી દીધા. ચાહ પીતાં કેશવ બોલ્યો.

"કેમ દેવેન્દ્ર ! બાળી સાહેબને બરાબર બનાવતાં આવડી છે કે ?"

"તદ્દન કચરો ! ચાર વાતજ ન કર ! આથી તો આપણો હોટલનો બબરચી સારી બનાવે !" દેવેન્દ્રે હસતાં હસતાં જવાબ આપ્યો. મેના ખીસીયાણી પડી ગઇ. ને રીસાઇને ઠણુકા ભરી દોડી જવા લાગી. ત્યાં તો બેઉ ખડખડાટ હસી પડયા.

"અરે ! ભાભી સાહેબ ! આ ખાલી થયેલાં પ્યાલાંઓ તો બિચ્છળવાંને સાથે સાથે લેતાં જાવ ! એમ ને એમ ખાલી હાથે ક્યાં મ્હાલતાં? ચાલ્યાં" દેવેન્દ્રે જતાં રોકયાં.

"દેવેન્દ્રભાઇ ! એમનેયે તમે તમારી સાથે લેતાં જાવ."

"કાં વારૂ ?"

"કલકત્તા !"

"પછી?"

"ડિટેકટીવની જગ્યા અપાવો ! તમારા કરતાં બાયડીનો વેશ ધારી ઘુંઘટ કાઢતાં એમને સારો આવડે છે."

"લે ! અલ્યા ભાઇ ! પોપટ ! હવે તારો વારો આવ્યો ! વાહ ! ભાભી ! વાહ ! રંગ રાખ્યો ! તમેયે માથાના મળ્યાં ! દાવ પર સોકટી તો આબાદ મારી...વાહ ! મેના–પોપટનું જોડું તો બરાબર છે. હો ?–ખરી વાતને ?"

(મેના ખડખડાટ હસી પડી.)

"હવે લે...સાંભળે છે કે અલી ! મેના ! બ્હેરી તો નથી થઇને ?" ભાભી ખાલી આપતાં કેશવે બુમ મારી.

"ના મારા પોપટજી."

અને વ્હાલા વાંચક ! હવે વિદાય લઇશું. દેવેન્દ્ર અહીં વારંવાર કલકત્તાથી આવે જાય છે, અને આવા સ્વર્ગીય આનન્દવિનોદ ચાલ્યા કરે છે. વાંચક વીરા ! ચોપડીના કેટલાક સામાન્ય ભેદોની ઉકેલણી ત્હારી ચતુર બુદ્ધિપર છોડી છે, તે શોધવી તારે માથે ? મ્હેં આટલી અક્કલ દોડાવી તો તું કંઇક તો દોડાવશેને ? કેમ ? નહિ તો પછી “ભેંસ આગળ ભાગવત” જેવાજ તારા વાંચ્યા ને સમજ્યાનો અર્થ ! આવી મીઠી મશ્કરીના પ્રસંગો પ્રભુ પ્રત્યેકને બક્ષે ! એજ શુભેચ્છા સાથે વન્દેમાતરમ્.



લક્ષ્મી આર્ટ પ્રિન્ટિંગ વર્કસ, બાબરમેટ, મોટ, મુંબઇ.

સંગીત **રાજા ભરથરી.** પાંચ ચીત્રો.



"તીરછાં નયનનાં બાણુથી, ભેદ્યાં હૃદય દુર્ગો તમે.
પ્રેમાળ પીંજરમાં પુર્યા, પ્યારી! હવે કેદી અમે."

ભરથરી પિંગળાનો મેળાપ.

જુઓ પાનુ ૪૭.

છપાવ્યું:- શ્રી નવજીવન પુસ્તકાલય, ગાંધર રોડ, સુરત.
માલિક:— છગનલાલ અને પ્રાણલાલ.